# બાળકના ખેલ

## (ભાગ ૧ લો.)

અ
જ
પ
ગ
જ
અ



અ
દ્વિ
તી
ય
સ
મ
[illegible]

ચંદા ( ૫ઁ૬ ૨૦ ) .

રતિલાલ ભનજી ઠક્કર,

# ખલકના ખેલ.

( ભાગ ૧ લો. )

: લેખક :

રતિલાલ ભનજી ઠક્કર.

: મુદ્રક અને પ્રકાશક :

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

: મુદ્રણસ્થાન :

હરિ–હર પ્રિન્ટિંગ પ્રેસ, બજારગેટ સ્ટ્રીટ, મુંબઇ.

: પ્રાપ્તિસ્થાન :

વિલાસ ઑફીસ.

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧.

વિક્રમાર્ક ૧૯૮૫.] પ્રથમાવૃત્તિ. [ઇ. સ. ૧૯૨૯.

કીંમત રૂ. ૧–૮–૦ પોસ્ટેજ રૂ. ૦–૪–૦

ખાદીના શત્રુઓને--

# સણસણતો જવાબ

નામક પુસ્તિકા

માત્ર દોઢ આનાની પોસ્ટની ટીકીટ મોકલવાથી
તમારે ઘેર આવી જશે. આજેજ નીચેને
ઠેકાણે લખોઃ

રતિલાલ ભનજી ઠક્કર,

મોટીફળી-જામનગર.

## સાહિત્ય સમ્રાટ



શ્રી. નારાયણ વિસનજી ઠક્કુર.

# : અર્પણ :





**સ**રસ્વતી દેવીના પરમ કૃપા પાત્ર, અનેક ભાષાના જ્ઞાતા, નાના અગર મોટા સાહિત્ય સેવાભિલાષી (ઇર્ષ્યા અને આડંબર રહિત) પ્રત્યે સદા સ્નેહ દાખવનાર, પ્રસાદીઆ બગભક્તો અને મુફલીસ મસ્કાદાસો મારફત "યેન કેન પ્રકારેણ" પોતાની "વાહ વાહ" ના બ્યુગલો વગડાવનાર નિરંતર ઇર્ષ્યાગ્નિમાં સળગી મરતા "સાહિત્યની દુનિયાના નવાબ" હોવાનો દાવો કરનાર સ્વાર્થ સાધકો અને દંભીઓની અનેક પ્રકારની છળ-પ્રપંચ અને આડંબર-યુક્ત નીચ પ્રવૃત્તિઓની લેશ માત્ર પણ દરકાર કર્યા સિવાય મુંગે મોઢે સાહિત્યની સર્વ-શ્રેષ્ઠ સંગીન સેવા બજાવનાર, **સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન?—ધર્મ ભ્રષ્ટોનું શુદ્ધિકરણ—મુરીદ શયતાન—સિતમગર સુલ્તાન--ગુરૂ ગોવિન્દ-સિંહ—મૃગશીર્ષ—જ્ઞાનેશ્વરી ગીતા—અનંતાનુ-ભૂતિ—વિવેકાનંદ—વિચારમાળા** જેવા અને અન્યાન્ય

અનેક અમૂલ્ય-રહસ્યપૂર્ણ ગ્રંથોના લેખનકાર્યદ્વારા હિંદુ ધર્મની મહાન સેવા કરનાર, સ્વદેશ અને સ્વધર્માભિમાની, નિડરતાના અવતાર, નિરાડંબરી, ધાર્મિક, સામાજીક, ઐતિહાસિક, રાજદ્વારી, હાસ્યરસિક, શ્રૃંગારિક, કાવ્ય, વીર, કરૂણ, સીનેમા, નાટયાદિ સાહિત્યના અજોડ સ્ત્રષ્ટા અને સંપૂર્ણ નિષ્ણાત, સર્વસદ્દગુણાલંકૃત, સૌજન્ય-સુધાકર, અનુરાગમૂર્તિ, પરમ શુભેચ્છક, મારા વડીલ ભ્રાતા તૂલ્ય

# સાહિત્ય સમ્રાટ

## શ્રીયુત્ નારાયણ વિસનજી ઠક્કુર

ના મારા પ્રત્યેના અનન્ય અનુરાગે મારા અંતરાત્માને કરેલી પ્રેરણા મુજબ

**આ પુસ્તક**

તેઓ શ્રીમાન્‌ના પાદપંકજમાં પરમસ્નેહ અને અનન્ય ભક્તિભાવપૂર્વક

**અર્પણ.**

કરી કૃતાર્થ થાઉં છું.

નિરંતર સ્નેહાધીન,

**રતિલાલ ભનજી ઠક્કર.**

અજોડ ગુર્જર ગ્રંથકાર

શ્રીયુત્

# નારાયણ વિસનજી ઠક્કુર.

જેમ મરાઠી વાઙ્મયમાં ઐતિહાસિક નવલકથાને જન્મ આપી માતૃભાષાની અલૌકિક સેવા બજાવવાનું માન સદ્ગત્ હરિભાઉ નારાયણ આપટેને ઘટે છે, તેજ પ્રમાણે ગુજરાતી ભાષાભાષી પ્રજામાં ઐતિહાસિક નવલ-કથાની અભિરૂચિ ઉત્પન્ન કરવાનું તથા ઐતિહાસિક ગુજ-રાતી નવલકથાનું જનક પદ મેળવવાનું માન પણ શ્રીમાન નારાયણ વિસનજી ઠક્કુરનેજ ઘટે છે. ગુજરાતી ભાષામાં શિષ્ટ અને સભ્ય સાહિત્યની નવલકથાઓનો દુષ્કાળજ છે ત્યાં શ્રી ઠક્કુરે બજાવેલી સેવાની જેટલી પ્રશંસા કરીએ એટલી થોડી છે. આમ છતાં શ્રી ઠક્કુર ઉપર વર્તમાન પ્રસંગે કેટલાક લોકોદ્વારા અઘટિત પ્રહારો થાય છે, તેમાં સત્યાંશ કેટલો છે એ આપણે અવશ્ય અવલોકવું જોઇએ.

શ્રી. ઠક્કુર ઉપર મુખ્યત્વે નીચેના આક્ષેપો વિરોધીજનો તરફથી કરવામાં આવે છે. પ્રથમ આક્ષેપ એવો છે કે શ્રી. ઠક્કુર ઇતિહાસના ખૂની છે, અર્થાત્ ઇતિહાસને હંમેશા સર્વથા વિપરીત દશામાં રજુ કરે છે. બીજો આક્ષેપ એઓશ્રીના સાહિત્ય અશ્લીલતાના અતિરેક વિષે છે. ત્રીજો આક્ષેપ એમની ભાષા ક્લિષ્ટ છે એવા પ્રકારનો છે; અને ચોથો આક્ષેપ એમનામાં ધર્માંધતા હોવાનો છે. હવે આપણે ક્રમશઃ પ્રસ્તુત ચારે અસત્યાતિરેકયુક્ત અધમ આક્ષેપોનું અવલોકન કરશું.

પ્રથમ શ્રીયુત ઠક્કુરની જ્ઞાનજ્ઞતાનું આપણે કિંચિત્ અવલોકન કરવું અત્યાવશ્યક છે. શ્રી. નારાયણ ઠક્કુરે યુનીવર્સિટીની કોઇ ઉપાધિ પ્રાપ્ત કરી છે કે કેમ તે આપણે જાણતા નથી. પરંતુ તેમણે યત્કદાચિત્ એવી ઉપાધિ પ્રાપ્ત કરી હોય,† છતાં આપણે તે સઘળાને લક્ષમાં નહિ લેતાં પણ અવશ્ય એમ કહી શકીશું કે શ્રી. ઠક્કુરમાં

---

† શ્રી ઠક્કુરે નથી યુનીવર્સિટીમાં શિક્ષણ લીધું કે નથી એવી કોઈ ઉપાધિ મેળવી; પણ એવી ઉપાધિ મેળનાર કરતાંયે વિશેષ જ્ઞાન સ્વયં પ્રાપ્ત કરેલું છે, એમ હું મારા સ્વાનુભવથી ખાત્રીપૂર્વક કહી શકું છું અને એમના ગ્રંથો પણ એમના અજોડ જ્ઞાનની સાક્ષી પૂરે છે. લોકપ્રિયતાથી વિશેષ મહત્વ યુનીવર્સિટીની ઉપાધિમાં નથી એમ સૌ કોઇ કહી શકે. ર. ભ. ઠક્કર.

જેટલી વિદ્વતા છે તેટલી વિદ્વતા ભાગ્યેજ કોઇ વર્તમાન-કાલિક લેખકમાં વિદ્યમાન હશે અને એમના ગ્રંથોને જેટલો લોકાદર મળે છે તેટલો આદર પણ ભાગ્યેજ અન્ય લેખકોથી પ્રયોજાએલા ગ્રંથોને મળવા પામ્યો છે, "ગુજરાતી" પત્ર મોટી સંખ્યામાં ગ્રાહકો ધરાવે છે. પ્રસ્તુત ગ્રાહકો "ગુજરાતી" ઉપર સંપૂર્ણ અભિરૂચિ રાખે છે એ ખરૂં છે પણ તેટલો–તેનાથીએ વધારે સ્નેહ "ગુજરાતી"ના ગ્રાહકોને "ગુજરાતી"ની નવલકથાઓ પ્રત્યે હોય છે, કિંબહુના "ગુજરાતી"ની ભેટો મેળવવા માટેજ કેટલાક ગ્રહસ્થો "ગુજરાતી"ના ગ્રાહક થવાનું યોગ્ય ધારે છે. આ શ્રીમાન્ ઠક્કુરની નવલકથાઓને મળતો અપૂર્વ લોકાદર નથી તો બીજું શું છે? આટલેથીજ શ્રી. ઠક્કુરની લોકપ્રિયતાનો અંત આવતો નથી પણ જે વર્ષે "ગુજરાતી"ની નવલકથા રા. ઠક્કુર સિવાય બીજા ગૃહસ્થથી લખાએલી પ્રગટ થાય છે તે વર્ષે "ગુજરાતી"ના ગ્રાહકોમાં એક પ્રકારનો અપૂર્વ વિશાદ પ્રવર્તી જાય છે એમ મારા અને મારા મિત્રોના અનુભવ ઉપરથી કહેવાને મને જરાય સંકોચ થતો નથી. શ્રીયુત ઠક્કુરની નવલકથાને મળતા લોકાદરના સંબંધમાં આટલુંજ કહેવું બસ છે.

હવે મહાન નવલકથાકાર ઠક્કુરની વિદ્વતા પ્રત્યે દ્રષ્ટિપાત કરો. ગુજરાતી નવલકથાની રંગભૂમિ તૈયાર કરવાને માટે તેઓશ્રી વારંવાર અનેક ઉર્દુ, મરાઠી, અંગ્રેજી,

સંસ્કૃત, બંગાળી અને સિંધી (ગુરૂમુખી માગધી) તથા અન્યાન્ય ભાષાઓના પુસ્તકોનો વિપુલ પ્રમાણમાં પૂર્ણ અભ્યાસ કરે છે. કોણ કહેશે કે આ તેમની ગ્રંથભક્તિ પ્રશંસનીય નથી વારૂ ? અસ્તુઃ ઐતિહાસિક વિધાનોની શોધ માટેનો તેઓશ્રીનો ભગીરથ પ્રયાસ એથી પણ વિશેષ પ્રશંસાપાત્ર છે. તેઓશ્રીએ "હમીર હઠ" નામક ગ્રંથ (તથા અન્યત્ર સર્વ ગ્રંથો) રચતાં ઐતિહાસિક વિધાનોના સત્ય શોધન માટે જે પરાકાષ્ટાનો પરિશ્રમ કર્યો છે એટલો પ્રયત્ન એક પણ સાક્ષરે પોતાના ગ્રંથ લેખનમાં લીધો નથી. (જુઓ, "હમીર હઠ"નો ઉપોદ્‌ઘાત) આ પ્રમાણેની અતૂટ ઇતિહાસપ્રીતિ બીજા કયા લેખકે દર્શાવી છે ?

સાધારણ રીતે એવો નિયમ છે કે જે લેખક કાવ્ય આલેખી શકે છે તે લેખક સુંદર ગદ્ય લખી શકતો નથી. જે ઐતિહાસિક નવલકથામાંજ રત હોય છે તે સાંસારિક નવલકથાઓનો ભકત બની શકતો નથી; અને જે નવલકથા સાહિત્ય લખી શકે છે તેનાથી નાટય રચના બની શકતી નથી. એકજ મનુષ્ય ઐતિહાસિક અને સામાજીક નવલકથાઓ, સુંદર પદ્ય ગ્રંથો અને અત્યુત્તમ નાટય પ્રયોગો યોજી શકે એ બનાવ જગતના વાઙ્મય–ઇતિહાસમાં કવચિતજ બને છે. એવો પુરૂષ સાહિત્ય સેવકોની સૃષ્ટિમાં કદાચિતજ જન્મે છે. **શ્રી. ઠક્કુર એવાજ**

વિલક્ષણ કથાકાર છે. તેમના હસ્તે અનેક ઐતિહાસિક, સામાજીક નવલકથાઓ, પદ્યો અને નાટકો પ્રયોજાયાં છે. આવો વિલક્ષણ વિજય જેની દ્રષ્ટિએ ન જણાય તેની દ્રષ્ટિજ અવશ્ય અંધ અથવા વિકારયુકત હોવી જોઇએ. આ સઘળા કરતાં પણ શ્રી. નારાયણ ઠક્કુરની કીર્તિ એક કાર્યેજ શતધા વધારી છે અને તે તેમનું લોકમાન્યના "વેદોની પ્રાચીનતાનો વિચાર અને આર્યોનો ઉત્તરધ્રુવ નિવાસ" એ ગ્રંથનું ગુજરાતી ભાષ્ય છે. આ ગ્રંથ સંપૂર્ણ જ્યોતિષ ગ્રંથ છે છતાં શ્રી. ઠક્કુરે તેનો જે અપ્રતિમ છટાથી અનુવાદ કર્યો છે તે ખરેખર મુગ્ધ કરનારો છે, છતાં તે કાર્ય અંધ પુરૂષોથી ન અવલોકાય તો આપણે આશ્ચર્ય પામવાને કશું કારણ નથી.

હવે આપણે શ્રીયુત ઠક્કુરની વિદ્વતાનું આટલું અલ્પાલ્પ અવલોકન કર્યા પછી તેમના ઉપર થતા પ્રહારોનોજ વિચાર કરીશું. શ્રી. ઠક્કુર પરનો પહેલો આરોપ તેઓશ્રી ઇતિહાસના અજોડ ખુની હોવાનો છે.† († ઇતિહાસને અન્યથા આલેખવાનો કિંવા તેનું ખુન કરવાનો શ્રીયુત ઠક્કુર પરનો આરોપ બહુધા ઇસ્લામીઓ તરફથી મૂકવામાં આવે છે. તેમની ઐતિહાસિક નવલકથાઓમાં ઇતિહાસને અન્યથા આલેખવાનો આક્ષેપ અત્યાર સુધીમાં કોઇ પણ હિંદુ લેખક તરફથી કરવામાં આવ્યો હોય એવું અમારા જાણવા આવ્યું નથી. **સંપાદક. ર. રં.**) એ

આક્ષેપ કેટલો શત્યાંસપૂર્ણ છે એ તપાસીએ. શ્રી. ઠક્કુર નારાયણ પોતે જે જે વસ્તુ નવલકથાને માટે તૈયાર કરે છે તે તે વસ્તુ ખરી છે કે નહિ એવો પ્રથમ પોતે નિશ્ચય કરી લે છે અને તે વસ્તુઓની ઐતિહાસિકતાના આધારો ઉપોદ્ઘાતમાં આપીજ દે છે. છતાં કહેવું કે શ્રી. નારાયણ ઇતિહાસના ખુની છે એ મૂર્ખતાની પરિસીમા નથી તો શાનો પ્રભાવ છે ? હવે કદાચિત્ નારાયણ ઠક્કુર પોતાની નવલકથામાં કલ્પનાના આશ્રયથી કેટલાંક વિધાનો ઘટાવતા હશે, તો તેવું કરવાનો પણ તેમને નહિ બલ્કે પ્રત્યેક નવલકથાકારને સંપૂર્ણ અધિકાર છે. નવલકથા લેખક પોતે જે કાળની નવલકથા આલેખે છે તે કાળની ઘટનાઓને માત્ર આધારભૂત રાખી તે નવલકથાની સંપૂર્ણ ભૂમિકા પ્રયોજે છે. આ ભૂમિકા યોજવામાં કલ્પનાનો આશ્રય લેવો સર્વાંગ સત્ય છે; પરંતુ કલ્પનાથી ઉતારેલો પરિપાક એવો ન હોવો જોઇએ કે જે વડે વસ્તુ હોય તેના કરતાં પ્રતિકુલ રૂપમાંજ જન સમાજમાં પરિચિત થાય* (*જેમકે રા. કનૈયાલાલ મુનશીએ ઇતિહાસની વિકૃતિના ભોગે પણ પોતાની "પાટણની પ્રભુતા," "ગુજરાતનો નાથ," "રાજાધિરાજ" વગેરે ઐતિહાસિક નવલકથાઓ અને "અવિભકત આત્મા" નામક ઐતિહાસિક–પૌરાણિક નાટકમાં ઇતિહાસની કેવળ હત્યા કરીને કેટલી પ્રાતઃસ્મરણીય પવિત્ર ચરિત્રા વ્યકિતઓનાં ચારિત્ર મનસ્વી રીતે આલેખીને જનસમાજ પર ખોટી છાપ પાડવાનો

પ્રયત્ન કર્યો છે. સંપાદક. ૨. ૨.) જો આમજ કરવામાં આવ્યું હોય અને ઐતિહાસિક પાત્રોને તેના ઉલટાજ શરીરમાં યુક્ત કરવાનો પ્રયાસ થયો હોય તો તે અવશ્ય હાનિકારક કહી શકાય; પરંતુ શ્રી: ઠક્કુરની એક પણ નવલકથામાં આવો પ્રયોગ થયોજ નથી. વળી જેમ એક સાધુ પુરૂષે કરેલાં બહુ સંખ્યક સુકર્મોના પ્રકરણોનું આલેખન કર્યા પછી તેજ સાધુને હસ્તે એક અધિક કાલ્પનિક—અસત્ય—સુકર્મ નવલકથામાં સિદ્ધ કરાવવું એ અનુચિત નથી. તેજ પ્રમાણે જુલમગારને એક કાલ્પનિક જુલમ કરતો દર્શાવવો એ પણ સર્વથા યોગ્ય અને ઉચિત છે અને એજ દૃષ્ટિએ કદાચ રૌરવાભિમુખ ઔરંગઝેબાદિ વિખ્યાત નરાધમ જલ્લાદોને હસ્તે એક એવું કૃત્ય વધુ કરાવવામાં આવે એ કાંઈ નવલકથા લેખકનો દોષ નથી. અકબર જેવા શાહ શયતાનનો સત્ય ઇતિહાસ શોધી તેને પ્રકાશમાં લાવવા માટે શ્રી. નારાયણે પોતાની બુદ્ધિનો જે અપ્રતિ ઉપયોગ કર્યો છે તેની સાબીતીમાં જુઓ તેના ઐતિહાસિક વિધાનનો નિર્ણય કરનાર તેજ પુસ્તકની પ્રસ્તાવના. આજ રીતે જે સત્ય બની શકે એવી વસ્તુ (કારણ કે ઔરંગઝેબ જેવા જુલ્મી રાજાઓ જેમનાં જીવન અસુર કર્મમાંજ પરિપૂર્ણ થાય છે તે એક વધુ શયતાનોચિત જુલ્મ કરી શકે એ બની શકે એવું કાલ્પનિક સત્ય છે.) હોય તે કાલ્પનિક

સત્ય એજ "સત્યાભાસ" કહેવાય છે. આ પ્રકારે સત્ય અને સત્યાભાસનો સંપૂર્ણ સંયોગ કરનાર સફળ નવલકથાકાર તેજ ખરો ગ્રંથ પ્રયોજક છે; છતાં શ્રી. ઠક્કુર તો પોતે જે જે સત્યાભાસ પ્રયોજે છે, તેનો પણ એજ ગ્રંથમાં નિર્દેશ કરે છે ( જુઓ, "વીરનારી વસુમતી"–"હમ્મીર હઠ" ) પછી તેને ઇતિહાસનો ખુની કહેવાની અધમતાનો કોઇ સ્વીકાર કરે તો આપણે તેની દયાજ ખાવી યોગ્ય છે. આ પ્રકારે સત્ય અને સત્યાભાસ સંલગ્ન કરવા એ નવલકથાને માટે આવશ્યકજ છે (જુઓ શ્રી. હરિભાઉ નારાયણ જેવા ધુરંધર ઐતિહાસિક નવલકથા પ્રયોજકનો અભિપ્રાય) "ઐતિહાસિક કાદંબરી–નવલકથાની રંગભૂમીમાં–પ્લોટમાં સત્ય અને સત્યાભાસનું મિશ્રણ હોય છે–હોવું જોઇએ. આમાં સત્ય અને સત્યાભાસ કેટલા અંશે હોવા જોઇએ એટલે કયા રંગની ખુલાવટ પ્રકાશ થશે તે સર્વથા લેખકની મરજી ઉપરજ અવલંબિત રહે છે."* (*"વિજયનગરનો વિનાશ" એ મરાઠી ગ્રંથની પ્રસ્તાવનામાંથી ) આમ આપણે અવલોકવાને સમર્થ થયા કે શ્રી. આપટે જેવા પ્રસિદ્ધ નવલકથાકાર પણ આજ માર્ગ સ્વીકારે છે. પછી બધા કરતાં પોતાની ખોપરીજ સાજી તાજી છે એવું માનનારાઓ શ્રી. ઠક્કુરનો દોષ અવલોકે તો તેથી આપણે તે બુદ્ધિશુન્યો પર રોષ ન કરવો એજ યોગ્ય છે. અર્થાત્ ઇતિહાસમાં સત્યના જેવાજ કાલ્પનિક ચિત્રો ઉમેરવાં એ સર્વથા યોગ્ય

છે અને તેથી શ્રી. ઠક્કુર ઉપરનો પ્રથમ આક્ષેપ ઉડી જાય છે. હવે બીજો આક્ષેપ જે એવો છે કે એમના સાહિત્યમાં અશ્લીલતા વિશેષ છે એનીજ સમીક્ષા કરીશું. આ આક્ષેપ કરનારાઓ સદા "હમ્મીર હઠ" તરફજ અંગુલિ નિર્દેશ કરવા પ્રેરાય છે. શૃંગાર રસ એ પણ એક આલ્હાદક વિભૂતિ છે; પરંતુ એટલું ખરૂં કે તેમાં અતિરેક થવો એ હિતાવહ નથીજ; પરંતુ એ અતિરેક કોને કહેવો એજ મોટી વિષમ વસ્તુ છે. જેમ કોઇ લેખક કરૂણા-પ્રધાન પ્રકરણોનું આલેખન કરે છે તેમ કોઇ શૃંગાર પ્રધાન પરિચ્છેદો પણ પ્રયોજે છે એટલે એકની સ્તુતિ કરવી અને બીજાના દોષ ગાવા એવો જે એક પ્રકાર થયો તે સર્વથા અયોગ્ય છે. જે વસ્તુ કેવળ બીભત્સ હોય તેજ શૃંગારના અતિરેકયુક્ત કહી શકાય. આવો પ્રકાર શ્રી. ઠક્કુરની નવલકથામાં એક પણ સ્થળે નથી, નથી ને નથીજ. વળી તેઓ શૃંગાર રસ એટલી ખુબીપૂર્વક પુરે છે કે ભાષાની ગર્ભિતતાને જાણનારોજ તેનો સત્યાર્થ જાણી શકે છે એટલે ગર્ભિત રીતેજ તેમના શબ્દો શૃંગારયુક્ત હોય, પરંતુ અશ્લીલતાનું ગર્ભિત સુચના એ અનિષ્ટતા-નગ્નશૃંગાર નથી. અર્થાત શ્રી. ઠક્કુરની નવલકથાઓ પણ ગર્ભિત શૃંગારસૂચક હોવાથી અશ્લીલ-તાના અતિરેકયુક્ત નથી; કિંબહુના સત્ય, શુદ્ધ અને નિર્મળ છે. ત્રીજો આક્ષેપ એમની ભાષા પરત્વે છે. શ્રી.

નારાયણ ઘણી વેળાએ શબ્દ પ્રયોગ કરતી વખતે સંસ્કૃતનો વિપુલ પ્રમાણમાં ઉપયોગ કરે છે.† († રા૦ ઠકકુરની લોકગમ્ય કિંવા સરળ ભાષામાં લખાએલી નવલકથાઓ પણ છે. જેવી કે "આજકાલનું હિન્દુસ્તાન કે પ્રાણહારક મૃગજળ ?"–"ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા,"–"વિલાયતી વિલાસમાં ફેશનબાપ્રૂ ખલાસ !" આદિ નવલકથાઓ શિવાય તેમણે લખેલા રંગભૂમિને ઉપયુકત નાટકોમાં પણ તેમની ભાષા સાદીજ જોવામાં આવે છે. સંપાદક. ર. રં.) આમ કરવું એ કંઇ અનિષ્ટ નથી. દરેક લેખક પોતે જે લખે તે સમાજ માટેજ લખતો નથી પણ સમાજ માટેય લખે છે અને આત્મતૃપ્તિ અર્થે પણ લખે છે, ઘણા ધુરંધર પ્રયોજકો એમજ સમજે છે કે અમો કેવળ સમાજ ઉપકાર અર્થેજ ગ્રન્થ લેખન કરીએ છીએ, પણ તે તેમનો સર્વથા દંભ છે, દરેક લેખક અવશ્ય અજાણપણે પોતાની આત્મતૃપ્તિ અર્થેજ લખે છે. એટલે જેનો આત્મા અધિક સુસંસ્કૃત હોય તેના આલેખનમાં તેની છાપજ પડે છે, આવીજ છાપ ભાષા શબ્દોમાં પણ પડે છે; છતાં સંસ્કૃત સબ્દોથી અજ્ઞાન પણ શ્રી. ઠકકુરની લેખિનીમાં મુગ્ધ થએલા સજ્જનો શ્રી. ઠકકુરને સરળ ગુજરાતી શબ્દોની વિપુલતા સ્વીકારવાની પ્રાર્થના કરે તો તે કશું અયોગ્ય નથી; પરંતુ વાંચકોની અનભિજ્ઞતાને કારણે લેખકજ ખરાબ લખે છે એ કહેવું સર્વથા મૂર્ખ-

નામંકિત બુદ્ધિનું કૃત્ય છે, અર્થાત એ આક્ષેપ પણ નિરર્થક છે. હવે અંતિમ આક્ષેપનું અવલોકન કરીએ કે એમનામાં ધર્માંધતાની વિશેષતા છે અને તેથી શ્રી. ઠક્કુર ઐતિહાસિક આલેખનો એવાં કરે છે કે તેથી સમાજના ભૂતકાલિક આર્ય નરેશોની અતિશય પ્રશંસા થાય છે. જેમ પ્રો. મેક્સમૂલર જેવાએ પણ સંસ્કૃત ભાષાને જગતની ભાષાઓની માતૃપદાધિકારિણી તરીકે સ્વીકારી છે તે પ્રમાણે શ્રી ટોડ મહાશયાદિ બહુ સંખ્યક પ્રાશ્ચાત્ય આર્ય ઇતિહાસ સંશોધકોએ ભારતીય ભદ્ર નરપુંગવોનાં પ્રાર્થના ગીત પોતાના મુક્ત કંઠે ગાયાં છે. પછી એવા ભદ્રોચિત સત્કાર્યપ્રણેતા પૃથ્વીપતિઓની ઉજ્જવળ કૌમુદિમાં વિહાર કરવો એ આર્યસંતાન શ્રી. ઠક્કુરનુંજ કર્મ છે; તે ધર્માંધતા નથી. પરંતુ ઠક્કુર મહાશય તો આવું પણ કરતા નથી. જે "હમીર હઠ્ઠ" નો પ્રતિવાદીઓ વારંવાર ઉચ્ચાર કરે છે, તેજ ગ્રંથની પ્રસ્તાવના જુઓ. પ્રસ્તુત ગ્રંથમાં હિંદુ લેખકે આલેખેલા હમ્મીર વિજયના ઇતિહાસનો પુરસ્કાર ન કરતાં તેના ઉપર "સ્વજાતીયતાને કારણે અન્યાય કર્યો હોવો જોઇએ." એવો પ્રકટ આક્ષેપ શ્રી. ઠક્કુરે મૂકયો છે. શું ધર્માંધ મનુષ્ય આમ કરી શકે છે? અર્થાત્ તેમના ઉપર મૂકવામાં આવતો આ આક્ષેપ પણ અસત્ય છે. આ રીતે શ્રી ઠક્કુર પરના ચારે ચાર આક્ષેપો અર્થવિહિન છે અને શ્રી. નારાયણ વિસનજી ઠક્કુરની પરમ તેજોમયી નિર્મળ પ્રભા નવલકથાકાશમાં ચંદ્ર કૌમુદીવત્ નિર્મળ સ્વરૂપે પ્રકાશે છે. શ્રી. નારાયણ ઠક્કુર ગુજરાતી

ભાષાના હરિનારાયણુ આપટે છે. જેમ ગુજરાતી જનતાને સંસારિક નવલકથાનો મોહ શ્રી. ત્રિપાઠી† († ત્રિપાઠી એટલે પ્રખ્યાત ગુર્જર સાંસારિક નવલકથા "સરસ્વતીચંદ્ર"ના કર્તા સ્વ. શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીજ હોવા જોઇએ. **સંપાદક ર. રં.**) પ્રભૃતિએ લગાડયો છે તેમજ ગુર્જર ભાષાભાષી જનતા ઐતિહાસિક નવલકથા માટે શ્રી. ઠક્કુરની આભારી છે.

હવે આપણે શ્રી. ઠક્કુરપર આક્ષેપ કરવાની યોગ્યતા કોણુ ધરાવી શકે તેનો વિચાર કરીએ. "ટાઇમ્સ" "ક્રોનીકલ"ના એકાદ અગ્રલેખનો કાવ્યાનુવાદ કરનાર, એકાદ ઇન્સાફી ગેરઇન્સાફી વૃતપત્ર ચલાવનાર, બંગાળી હિંદી કે એલ્જીયન ભાષાપરથી તફડંચી કરી એકાદ નાટક લખી નાખનાર અથવા મુંબઇ કલકત્તાથી પાછા ફરતા લેખો રંગુન, કલકત્તા કે મુંબઇ મોકલી દેનાર સાધારણ લેખકોને શ્રી. ઠક્કુર જેવા જ્ઞાનવૃદ્ધ ગૃહસ્થની ટીકા કરવાનો અધિકારજ નથી. એવા ટીકાકારોને માટે અવકાશજ નથી છતાં આવી ઉચ્છૃંખલતા દર્શાવવામાં આવે તો તે એક પ્રકારની બાલિશતાજ જાણુવી ઉચ્ચિત છે.

શ્રી. ઠક્કુરેજ ઇતિહાસ અને સાહિત્યની અપૂર્વ સેવા બજાવી છે. તેમનીજ લેખિની વડે ઘણા ગુપ્ત ઇતિહાસનો પ્રકાશ થયો છે અને તેમણેજ ગુર્જર જનતામાં ઇતિહાસ ઐતિહાસિક નવલકથા અને સાહિત્ય પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરી છે. આવું કાર્ય કોઇ વિરલ ગૃહસ્થેજ અન્યાન્ય ભાષામાં સિદ્ધ કર્યું હશે.

(ર. રં. જ. અં.) મા. ભા. ક.

# : : પરિચય : :

હું લેખક નથી તેમજ કવિ પણ નથી: કંઇક વાંચ-કના વર્ગમાં બેસી શકું તેવો માણુસ છું; આથી પરિચય લખવાનો મારો કેટલો અધિકાર છે, તે વાંચકેજ કલ્પી લેવાનું છે.

મારે અને રા. રતિલાલને ચાર પાંચ વર્ષથી સંબંધ છે. જેટલો તેમના પરિચયમાં આવ્યો છું, તે ઉપરથી હું એટલું તો જોઇ શકયો છું કે તેઓ જેટલા સહૃદયી અને લાગણીપ્રધાન છે તેટલાજ ધૈર્યશીલ છે; અને એ ગુણોએ મ્હને તેમના તરફ આકર્ષ્યો છે. અને આજ એ આકર્ષણ —અનધિકારી હોવા છતાં—આ પરિચય લખવા લલચાવે છે.

રા. રતિલાલ ખાસ કરીને કોઇની સાથે એકદમ ભેળાતા નથી—લગભગ દરેક પ્રસંગે અને દરેક વ્યકિત સાથે મૌનજ સેવે છે! આપણને પ્રથમ મેળાપે તો એમનામાં સમજશક્તિની ખોટ હશે કે શું તેમજ લાગે!—તેમનામાં વસતો રસિક અને કલ્પનાહિંડોલ પર ઝુલતો યુવાન આત્મા આપણને અગોચરજ રહે! છતાંય તેમની જગત અવલોક-

વાની વેધક દૃષ્ટિ માનવ-સ્વભાવ અભ્યાસીને પ્રથમ મિલનેજ જણાયા વગર નથી રહેતી.

રા. રતિલાલ સમાજની અમુક વ્યક્તિઓથી દાઝેલા છે; અને સર્પનો કરડેલો જેમ સીંદરીથી ડરે તેમ તેઓ સમાજમાં તુરત ભેળાતા અચકાય છે—અને તેથીજ તેઓ મૌન સેવે છે.

કોઇને થશે કે આ પુસ્તક-પરિચય લખાય છે કે લેખક-પરિચય ?—બીજાં પુસ્તકોમાં લેખકના પરિચયની આવશ્યકતા ઓછી હશે-કદાચ નહીં હોય, પણ નવલિકા-લેખકનો પરિચય—નવલિકા-લેખકની મનોદશા અને તેનું જીવન-તેની નવલિકાના વસ્તુ માટે ઘણે અંશે કારણભૂત હોઇ નવલિકા-લેખકનું જીવન દર્શન ઉપયોગી થઇ પડે છે: અને એ રીતે નવલિકા-લેખકનો પરિચય ઘણે અંશે પુસ્તક-પરિચય બને છે.—કોઇ પણ લેખક ક્યારે લખી શકે ! પોતાના જીવનમાં બનતા પ્રસંગો તથા વાંચી અનુભવમાં લીધેલા પ્રસંગોનું સુક્ષ્મ અવલોકન અને મનન કરતાં જે વિચારો પેદા થાય છે, અને એ વિચારો જ્યારે વેગથી પેદા થાય છે, ત્યારે મન તેને સાચવી શકતું નથી અને કલમદ્વારા લેખક યથાશક્તિ બહાર પાડે છે.

રા. રતિલાલ ઘણા સારા માઠા અનુભવમાંથી પસાર થયા છે, એમને સમાજ તરફથી જે કંઇ અન્યાય થયો છે. તેમજ સમાજના જે સડાથી પોતે ત્રાસ પામ્યા છે; તેની છાપ આ વાર્તાસંગ્રહ ઉપર સારી રીતે પડી છે.

એમની વાર્તાના મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાય: સામાજીક સડો, હાસ્ય અને લોકવાર્તા, આ વાર્તાઓમાંની ઘણી ખરી જુદાં જુદાં પત્રોમાં આવી ગયેલ છે.

આ સંગ્રહમાં છેલ્લી ચાર વાર્તા અનુવાદ છે અને બાકીની કેટલીક મૌલિક અને કેટલીક ચાલુ પ્રસંગોમાંથી ઉપજાવેલી લાગે છે. તેમની મૌલિક કૃતિઓમાં વિચાર વૈવિધ્ય, સુસંકલના અને પ્રવાહીતા છે. લેખકે હાસ્યરસમાં વધારે સફળતા મેળવી છે. કેટલાંક સ્ખલનો અને વિરોધાભાસ બાદ કરતાં, સારાયં સંગ્રહમાં તેમની ધખતા–ઉછળતા હૃદયની ઉર્મિઓ દેખા દે છે અને એ ઉર્મિઓને વધાવી ઉત્તેજન આપવું એજ શ્રેયસ્કર છે.

ગોવર્ધનરામભાઇ કે મણિભાઇ, શરત્ચંદ્ર કે મુનશી થવું દરેકના ભાગ્યમાં નથી લખાયું હોતું. રા. રતિલાલ પણ પોતાને મહાન લેખક તરીકે નથી ઓળખાવવા માગતા–પણ સરસ્વતીના નમ્ર સેવક થવા ઇચ્છે છે.

પ્રભુ તેમની ઉમેદ પુરી કરે !

૧૫ : ૭ : '૨૯<br>જામનગર } રણછોડલાલ કેશવજી વ્યાસ.

રેનોલ્ડસની વખણાયલી રસીલી વારતા

# રોઝા લામ્બર્ટ યાને પાદરીની પુત્રી.

આ રસીલી વારતા વાંચવી તે જીંદગીની એક મોજ છે. એક ગરીબ પાદરીની છોકરી ગરીબીને લીધે એકજ ભુલ કરી કેવી પાયમાલ થાય છે તે વાંચવાથી જવાન આલમને નસીહત મળશે. પાર્લામેંટના મેમ્બરની દગાબાજી શ્રીમંત અમીરોના ભોપાળાં—લંડન શહેરની કાળી ધોળી કરમ કથા વિગેરે અનેક ભેદભરમોથી ભરપૂર વારતા વાંચતાં જાણે તમારી નજર સામે સીનેમાની ફીલમ ચાલતી હોય એમજ લાગશે.

બંને ભાગના રૂ. ૨, પોસ્ટેજ છ આના.

દરેક જાણીતા બુકસેલર વેચે છે.

---

રંગીલા ફ્રેંચ લેખક પોલ દ કોકની રસબસથી ભરપુર વારતા

# ઘા ઘ રા વા ળી

ગુજરાતી સાહિત્યમાં આટલી સુંદર સુંગારીક વારતા હજી સુધી પ્રગટ થઇજ નથી. રા. મધુકરે તેને ગુજરાતી સંસારમાં ઘટાવવામાં કમાલજ કરી છે, આ વારતા વાંચવાની તક ગુમાવશો તો જીંદગીનો લ્હાવોજ ગુમાવશો.

કીંમત ફકત રૂ. ૧, પોસ્ટેજ ચાર આના.

વિલાસ ઓફીસ,

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

# : નિવેદન :

"જામનગરના જવાહીરો" નો ઇતિહાસ લખાય ત્યારે જેમનું નામ એક મતે પ્રથમ નંબરે મૂકી શકાય એવા હિંદના અજોડ સંગીતશાસ્ત્રવેત્તા—ભૂવન ભૂષણ સ્વર્ગસ્થ શ્રી. આદિત્યરામજીના સુપૌત્ર શ્રી. રણછોડલાલ કેશવલાલ વ્યાસ કે જેઓ સંગીત, સાહીત્ય અને કળાના પરમ ભક્ત—જામનગરના એક ગુપ્ત—શાન્ત સાહીત્યરત્ન છે અને જેમને ત્યાં અષ્ટૌ પ્રહર અખંડ વ્હેતી—સંગીત, સાહિત્ય અને કળાની ત્રિવેણીમાં આબાલવૃધ્ધ અનેક વ્યક્તિઓ સ્નાન કરી કંઇકને કંઇક સુસંસ્કારિતા—પોતાની યોગ્યતાનુસાર—વર્તમાન કાળે પણ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇ શકે છે તેમણે પોતાના સ્વતંત્ર અને નિષ્પક્ષપાતી સ્વભાવને બીજાઓની માફક ગીરો મૂકયા સિવાય "પરિચય" આપ્યા પછી પુસ્તક વિષે મારે કંઇ કહેવાનું હોય ? નહી ! પરિચય લેખકે જે ભાસ્યું તે લખ્યું છે અને તેજ યોગ્ય. અને તદુપરાંત જાહેર—જનતા કહે તે ખરૂં. સ્નેહ સંબંધને કોરાણે મૂકી નિષ્પક્ષપાત પરિચય લખી આપવા બદલ શ્રી. વ્યાસનો હું આભારી રહીશ; કારણકે પક્ષપાતનો હું પોતે પરમ વિરોધી છું અને તેથી તેજ વલણ મને પંસદ પડે એ સ્વાભાવિક છે.

આ સંગ્રહમાંના છેલ્લા ચાર લેખ ( બોધ વાક્ય નહી ) કેટલાક સુધારા વધારા સાથે અનુવાદ છે; બાકીના સ્વતંત્ર છે. સ્વતંત્રમાં પણ કેટલાક ચાલુ પ્રસંગો પરથી લખાયેલા છે એ મારે ખુલ્લા દિલે કહી દેવું જોઇએ. કોઇની બંધ બેસતી પાઘડી કોઇએ પોતાના મસ્તક પર ધારણ કરી લેવાની ઉતાવળ ન કરવી; કારણકે એ ઉતાવળનું પરિણામ " શેઠની પાઘડી કોણે પાડી ?" થી વિશેષ સારૂં તો નજ આવે એમ હું માનું છું, આશા છે કે કોઇ એવી મુર્ખાઇ તો નહીંજ કરે.

ઉદ્દભવેલાં અને ઉદ્દભવાવેલાં "ઉરનાં આન્દોલન" માં અવનિ આકાશ જેટલો અંતર હોય છે. ઉદ્દભવેલાં–સ્વાભાવિક "ઉરના આન્દોલન" માં કંઇક વસ્તુ હોય છે, પણ ઉદ્દભવાવેલાં–કૃત્રિમ "ઉરના આન્દોલન" તો ઇર્ષ્યાથી–સ્વાર્થ માટે યાતો આપવડાઇની આકાંક્ષાની તૃપ્તિ અર્થેજ હોય એટલે તેમાં પ્રાણ ન હોય. કૃત્રિમ–અકૃત્રિમ ભાવ અનુભવીઓની જાણ બહાર નજ રહે.

જીવનને નર્કમય કે સ્વર્ગમય બનાવવું એ માનવના હાથની વાત છે. માનવ દેવ થવા ઇચ્છે તો અવશ્ય દેવ બની શકે છે અને દાનવ થવાની ઇચ્છા તો તાત્કાલિક ફળે છે. આ વાર્તા સંગ્રહમાંથી પણ સુબોધ લેવાની ઇચ્છાવાળા જરૂર એ બોધ મેળવી શકે એવું આમાં સર્વ વિધાન છે એમ હું કહી શકું છું.

આટલું કહ્યા પછી અત્યાર સુધીમાં મને પ્રોત્સાહન આપનાર "લોહાણા હિતેચ્છુ"–"હિતેચ્છુ" "વન્દેમાતરમ્" (દૈનિક) "વિલાસ"–"વિસમી સદી" "મુંબઇ સમાચાર" (આઠવાડીક)–"ગપસપ' વિગેરે પત્રોના તંત્રી મહાશયોનો અત્રે આભાર માનવાની તક લઉં છું. પરિચય લેખક શ્રી. રણછોડલાલ વ્યાસ જેવા સર્વગુણ સંપન્ન સજ્જન સાથે મને પરિચયમાં લાવનાર મારા એક પરમ સ્નેહી શુભેચ્છક ભાઇશ્રી હરજીવનદાસ અ. ઝવેરીનો તો મારે આ તકે આભાર માનવોજ જોઇએ. બાકી મહા ગુજરાતના અજોડ બંડખોર લેખક મારા પરમ સ્નેહી ભાઇશ્રી "મધુકર" તે શ્રી. સાકરલાલ મગનલાલ કાપડીયાનો પણ અમુક અંશે હું આભારી છું અને શ્રીમાન્ માન્યવર ભાઇશ્રી નારાયણ વિસનજી ઠક્કુરનો તો હું જન્મોજન્મ ઋણી રહીશ એટલે માત્ર ખાલી શબ્દોથી તેમનો આભાર માનવાનો દંભ કરવો એ મને ઉચિત નથી લાગતું, તેમજ ભાઇ હરીલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી (આ પુસ્તકના પ્રકાશક) તો સ્નેહના સાગર છે–તેમનો હું આભાર માનું એ તો તેમને ન ગમે એટલે તેમની પાસેથી તો વિશેષ સ્નેહની માગણી કરીનેજ સંતોષ માનીશ.

હજી મારામાં ઘણીજ અપૂર્ણતા હશે–છે. હું કોઇ મહાન કે પ્રખ્યાત લેખક નથી અને એટલી મારામાં શકિત છે

પણ નહીં એમ મારો અંતરાત્મા કહે છે; તો પણ સાહિત્યની બનતી સેવા કરવાના કોડ છે અને તે સરસ્વતી દેવીના નમ્ર સેવક રહીને જેટલા પૂરા થઇ શકે તેટલા પૂરા કર્યે જ છુટકો. ગુરુતા કરતાં લઘુતામાં વિશેષ આનંદ છે એમ હું માનું છું. પરમાત્મા મને મહાન ન બનાવે !

આ સંગ્રહમાંના કેટલાક લેખ વિવિધ પત્રોમાં પ્રકટ થઇ ગયેલા છે અને કેટલાક અપ્રકટ છે. પ્રકટ થઇ ગયેલા લેખોમાં આ સંગ્રહ તૈયાર કરતી વખતે કેટલાક સુધારા વધારા કરવામાં આવ્યા છે.

પ્રુફ મારાથી જોઇ શકાયાં નથી તેથી ભૂલો વિશેષ પ્રમાણમાં રહી ગઇ છે. વાંચકો તે ધ્યાનમાં લેશે અને સાધારણ ભૂલો રહી જવા પામી હોય તે બદલ દર ગુજર કરશે એવી આશા છે.

વાંચકો આ પુસ્તકને યોગ્ય ન્યાય આપશે એવી આશા સાથે અત્રે વિરમું છું.

૧૮-૭-'૨૯
મોટુંફળી,
જામનગર.

સાહિત્યનો નમ્ર સેવક,
રતિલાલ ભનજી ઠક્કર.

# : અનુક્રમ :



પૃષ્ઠ.

# કેટલાક અગત્યના સુધારાઓ.

---

પૃષ્ઠ ૧૪૨ પર લીટી ૧૪ મીમાં "પણ" અને "નારીઓ" એ બે શબ્દ વચ્ચે નીચેના શબ્દો કંપોઝમાં રહી ગયા છે તે વધારીને વાંચવું—

"મોટા મોટા સમ્રાટ—જેની છત્ર છાયા તળે અસંખ્ય નર"

અને

પૃષ્ઠ ૧૭૧ પર લીટી ૫ મીમાં "લઇ" શબ્દ પછી નીચેના શબ્દો કંપોઝમાં રહી ગયા છે તે વધારીને વાંચવું–

"તેને આપી અને એક બીજા માણસે તેથી પણ વિશેષ દામે માગણી કરી એટલે મજકુર સ્ત્રી પાસેથી પણ માછલી ઝુંટવી લઇ"

તથા

જ્યાં જ્યાં "લક્ષમી" અને "ડિકૃઝ" છપાયેલ છે ત્યાં "લક્ષ્મી' અને "ડિક્રુઝ" સમજવું.



ખલકના ખેલ

નો

બીજો ભાગ

તૈયાર

થાય છે.

# ગુલાબનો ગુલામ

## અથવા

# રંડીબાજની રામ કહાણી.



“ રંડી નહીં કિસીકી યાર, ઘર બાર લુંટાને વાલી ”

“અન્ન દાતા ! જ્યોતિષની ગણત્રી પ્રમાણે તો પરમ પરાક્રમી પુત્રનો જન્મ થાય એવું સ્પષ્ટ જણાય છે !” ગર્ભવતિ રાણીને પુત્ર આવશે કે પુત્રી એ સંબંધે રાજાજીએ પુછેલા પ્રશ્નનો ઉત્તર જ્યોતિષ વિદ્યા પારંગત જોશી લાલશંકરે આપ્યો.

આ પ્રશ્ન ચર્ચાયા પછી નવમાસ પૂર્ણ થતાં રાણીને પુત્ર પ્રસવ થયો. પુત્રજન્મની ખુશાલીમાં આખા રાજ્યમાં આનંદોત્સવ ઉજવાયો.

રાજાએ તુરતજ જોશી લાલશંકરને માન સહિત બોલાવી કહ્યું–" જોશીરાજ ! આપના કહેવા પ્રમાણે કુંવરજ અવતર્યો. આપની જ્યોતિષ વિદ્યામાં પારાંગતતા જોઇ હું ઘણોજ ખુશ થયો છું. લ્યો, આ મોતીની માળા તમોને ભેટ અને આજથી હું તમોને "રાજજોશી" તરીકે નીમું છું."

જોશીરાજના આનંદનો પાર ન રહ્યો. કેટલીક વાતચીત કર્યા પછી તેઓએ રાજાજીને આશીર્વાદ આપી ઘેર જવાની રજા માગી.

રાજાએ રજા આપતાં કહ્યું " તમોને આપેલી મોતીની માળા અતિ કીંમતી છે–તેની કીંમત રૂપીઆ દશ હજાર છે ! સંયોગાવસાત્ એને વહેંચવાની જરૂર પડે તો ઠગાતા નહીં –એવે પ્રસંગે માળા મને આપી જજો–હું તમોને ખુશીથી રૂપીઆ આપીશ.

" અન્નદાતા ! આપ જેવા દયાળુ–કર્ણ સમ દાતા–રાજેન્દ્રની કૃપા દ્રષ્ટિ હોય ત્યાં સુધી આપે પ્રેમથી આપેલી વસ્તુ વહેંચવાનો પ્રસંગ પ્રાપ્ત થવો અસંભવિત છે ! એ તો ગોરાણી પહેરશે ! અને કદાચિત્ એવો સમય આવી લાગશે

તો અવશ્ય આપની પાસેજ લઇ આવીશ !" એમ કહી જોશીરાજ વિદાય થયા.

* * * *

જોશીરાજને પ્રેમશંકર નામનો પચીસ વર્ષની ઉમ્મરે પહોંચેલો એક પુત્ર હતો. જેવો બાપ ભક્ત, પૂન્યશાળી અને પ્રભાવશાળી હતો તેવોજ પુત્ર લફંગો, વ્યભિચારી અને ચોર-ચોરનો સરદાર હતો. તે સોનેરી ટોળીનો સરદાર હોવાથી ગામ'ગતો હતો. પિતાની નિષ્કલંક કીર્તિમાં આ પુત્ર કાળો ડાઘ લગાડી બાપના યશસ્વી નામને બટ્ટો લગાડે એવો બદમાસ હતો. બાપે જીવ સાટે જાળવેલી મિલ્કતમાંથી એક વખત પ્રેમશંકરભાઇ "જીંદગીની મોજ" તરીકે ઓળખાવાતા એક જાહેર જુગારમાં એકજ દિવસમાં હજારેક રૂપીઆનું પાણી કરી આવેલા ! અને પચીસ વર્ષમાં એવા કેટલા હજારના ફાતીયા પ્રેમશંકરભાઇએ પડયા હશે એ તો પરમાત્મા જાણે ! એ તો કહેવત છે કે દિવા પાછળ અંધારૂંજ હોય !"

ગામમાં ગુલાબ નામની એક વારાંગના હતી. તેની ઉમ્મર માત્ર બાવીશ વર્ષની હતી. જાતે મારવાડણ તરીકે ઓળખાવતી હતી. તેનો શરીરનો બાંધો મોહક હતો. લાવણ્યનો તો ખજાનોજ જોઇ લ્યો ? ગામના લોકો પર ગુલાબે અજબ જાદુ ચલાવ્યું હતું. ઘણા લોકો તો સાવ ગાંડા-ઘેલા બની બેઠા હતા. પ્રેમશંકર પણ ગુલાબના મોહ પાશમાં

ફસાયો હતો. બાપ રાજ-જોશી હતો એટલે કલદારનું જોર રહેતું. બાપ પાસેથી-લઇને અગર ઘરમાંથી ચોરી કરીને પણ પ્રેમશંકર ગુલાબને જોઇએ તેટલા પૈસા પુરા પાડતો હતો. ગુલાબનો એ ગુલામ આખો દિવસ અને રાત્રિ તેને ત્યાંજ પડયો રહી "જીંદગીની-કહેવાતી મોજ" માણતો હતો.

"જુગાર" અને "વ્યભિચાર"ને મૂર્ખના જામો "જીંદગીની મોજ" તરીકે ઓળખાવતાં જરાપણ અચકાતા નથી. મહારાજા સમરસેન પણ "જુગાર" ને "જીંદગીની મોજ" તરીકે ઓળખાવતા હતા; પરંતુ તેઓ નામદાર "વ્યભિચાર"ના કટ્ટા વિરોધી તરીકે પોતાને ઓળખાવતા હોવા છતાં તેઓ શ્રીમાનના ગામ જેટલો વ્યભિચાર આખા ઇલાકામાં બીજે કોઇ સ્થળે નહોતો. ઇલાકાના લોકો રામનગરને "જુગાર પુરી" કે "વ્યભિચાર-નગર"ની માનદ (!) ઉપમા આપતા હતા તો કોઇ પાતળચાટુ પંડિત વર્ય "પ્રગતિ-પુરી"ની ઉપમા અર્પી જીવન સાફલ્ય (!) કરતા હતા.

પ્રેમશંકરના પિશાચ ધંધાથી તેનો બાપ અજાણ નહોતો. આખું ગામ પણ તેના દુરાચારી વર્તનથી વાકેફ-ગાર હતું. રાજા સાહેબને કાને પણ એ રંડીબાજના રંજાડની વાત પહોંચી હતી; પરંતુ બેચાર મહીને રાજા સાહેબ જરા કરડી નજર કરતા ત્યારે "રાજા સાહેબની ખીસ્સા ખરચી ખુટી લાગે છે" એમ સમજી જોશીરાજ

રાજા સાહેબના પવિત્ર પાદપંકજમાં "ખાનગી ખીસ્સા ખરચી" માટે અમુક હજાર રૂપીઆ ધરી આવી કુળ કલંકને અચાવી લેતા. એથી મહારાજા સાહેબનો વ્યભિચાર વિષયક કહેવાતો સખત વિરોધ વસુલાળા વ્યભિચારીઓનાં વ-તાં કરવા પુરતોજ હતો એવી ઇલાકાના લોકોની માન્યતા થઇ ગઇ હતી.

પ્રેમશંકરનો બાપ તેને પિશાચ ધંધા છોડી દેવા ઘણી વખત વિનવતો પણ સાંભળેજ કોણ?

*   *   *   *

"પ્રેમશંકરના બાપને પુત્ર જન્મની ખુશાલીમાં રાજાજી એ દશ હજાર રૂપીઆની કીમતની મોતીની માળા ભેટ આપી છે" એ વાત ગુલાબના બીજા ગુલામોએ ગામમાંથી સાંભળી આવી ગુલાબને કહી; એથી ગુલાબે વિચાર્યું કે "એ માળા પ્રેમશંકર પાસે મંગાવી મારા શરીરે ન ધારણ કરી શકું તો હું આજકાલની વારાંગના શાની? બસ! પ્રેમશંકર એ માળા ગમે તેમ કરીને પણ ન લઇ આવે તો તેને મારે ત્યાં આવતોજ અટકાવું! તેને આવતોજ અટકાવીશ એટલે તે જરૂર માળા લઇ આવશે; કારણ કે મારા વિના તેને પળવાર પણ ચેન નહીં પડે!"

થોડા દિવસ ગુલાબે પ્રેમશંકરપર અનહદ વ્હાલ દાખવી એક દિવસ તે આવ્યો કે તેને બારણામાં દાખલ

અતો અટકાવી તે રૂઆબમાં બોલી "પ્રેમશંકર! આજથી હું તને મારે ત્યાં આવવાની સખત મનાઇ કરૂં છું, તેમ છતાં જો આવીશ તો અપમાનિત થઇ પાછા જવું પડશે, માટે બીલકુલ આવતો નહિ! આજે પણ માનમાં ને માનમાં મુંગે મોઢે પાછો ચાલ્યો જા! હું તારૂં મોઢું જોવા પણ નારાજ છું! જો નહીં જા તો માણસો હમણાં તને ધક્કા મારીને કમ્પાઉંડ બહાર કાઢશે!"

ગુલાબના વચન સાંભળી પ્રેમશંકર સીધો સડક થઇ ગયો. તે એકપણ શબ્દ નહીં બોલતાં ગુલાબનું આ અચાનક પરિવર્તન જોઇ પાષાણુની પ્રતિમા પેઠે ઉભો રહ્યો.

પ્રેમશંકરને જડવત્ ઉભેલો જોઇ ગુલાબે ફરી કહ્યું "કેમ, જાય છે કે માણસોને હુકમ કરૂં?"

"અરે! પણ ગુલાબ, આ તને થયું શું? ડાગળી-બાગળી ચસકી ગઇ કે કોઇ ભૂત ભરાયું? મને તો આમાં કંઇ ખબર પડતી નથી! મારો કંઇ વાંક હોય તો તે મને બતાવ અને પછી અટકાવ! આજ દિવસ સુધી હું તારા કહેવા મુજબ કરતો આવ્યો તેનું શું આ ઇનામ?" પ્રેમ-શંકર કંઇક હોંશીયાર થઇ બોલ્યો.

"નહીં, તેનું આ ઇનામ નહીં પણ માત્ર મને છેત-રવાનું આ પરિણામ! તારા બાપને મહારાજાએ મોતીની માળા ભેટ આપી છે તે વાત તેં મારાથી છુપાવી છે

એજ તારો વાંક ! આજ દિવસ સુધી તું મારા કહેવા મુજબ કરતો અને મરતો આવ્યો છે એ વાત ખરી પણ હવે તું એ મુજબ નહીં કરી શકે એમ ધારીનેજ ઉપર મુજબ કર્યું છે ફરમાન ? " ગુલાબે રહસ્યોદ્‌ઘાટન કર્યું.

"ગુલાબ ! વ્હાલી ગુલાબ ! ! મારી મીઠી ગુલાબ ! ! ! તું આટલી કમઅક્કલ હોઇશ એમ હું જાણતો ન હતો એ આજે જાણ્યું ! પ્રાણ જતાં પણ કાર્ય સિદ્ધ કરે એવો આ તારો પ્રેમઘેલો પ્રાણશંકર છે એ તું જાણે છે છતાં આજે તને આમ બોલતી જોઇ મને આશ્ચર્ય થાય છે ! મારાથી નહીં બની શકે એમ કહેવાની તું હિમ્મત કરે છે એવું તે કયું મહાભારત કાર્ય છે એ એક વખત મને કહે તો ખરી ? એ કાર્ય મારાથી ન થાય તો પછી ખુશીથી મને અટકાવજે. બાકી મારા બાપને માળા મળી છે એ વાત જ્યાં હું ન જાણતો હોઉં ત્યાં તને કયાંથી કહું ?" પ્રેમશંકરે પડકાર કર્યો.

પ્રેમશંકરને હીંમતમાં જોઇ ગુલાબને પોતાની કંઇક ઉતાવળ અને ભુલ થયેલી સમજાતાં કડક વલણ ફેરવી કહ્યું "શું તમારા બાપને માળા મળી છે એ વાત તમે નથી જાણતા ?"

"બીલકુલ નહીં ? હું જાણતો હોઉં તો તને કહ્યા વિના રહું પણ ખરો ? વ્હાલી, મારો બાપ એવી વાત

મને કદિ કહેજ નહીં ! પણ હવે તેનું છે શું એ તો કહે ?" પ્રેમશંકરે યોગ્ય ઉત્તર આપ્યો.

"ઠીક, તમે ન જાણતા હો તો ખેર ! પણ હવે તમે એ વાતથી જાણીતા થયા છો. મારા સર્વાંગ સુંદર શરીર પર શોભે એવી માળા તમારા ઘરમાં છે તે જો લઇ આવી મને આપી શકો તેમ હો તોજ હું તમારી સાથે સંબંધ રાખી શકીશ નહીંતર નહીં !" ગુલાબે જે કહેવાનું હતું તે કહી દીધું.

"બસ, એજને ? મારાથી ન બની શકે એવું તું ધારી બેઠેલી મહાભારત કાર્ય તે એજ કે બીજું કંઇ ? આસ્માન અને જમીન એક કરવા હોય કે કોઇને દિવસે તારા આસ્માનમાં બતાવવા હોય તો તેમ કરવાની પણ હીંમત ધરાવનાર આ પ્રેમશંકર શું પોતાના ઘરમાંથી એક માળા લઇ આવવા જેવું નિર્માલ્ય કાર્ય નહીં કરી શકે ! વ્હાલી, આતો મારા ઘરમાંથી એક વસ્તુ લાવવાની છે પણ કદાચિત તું નાગેન્દ્ર ભવનમાંની કોઇ વસ્તુ માગે ને તો તે પણ તેની ભીંત ફાડીને એક પળમાં લાવી તારા ચરણોમાં ધર્યા વિના ન રહું ! આ એક બ્રાહ્મણ બાર બહારવટીયાને પૂરો પડે એવો છે એ તારે ચોકસ માનવું ! માળા હું તને જરૂર લાવી આપું પણ તેને માટે તારે મને પંદર દિવસની મુદત આપવી પડશે ! બોલ, એ મુદત તારે કબુલ છે ? જો એ મુદત કબુલ ન કરી શકતી

હો અને તારે આપણા સંબંધને તોડીજ નાખી મને નજ આવવા દેવો હોય તો ખેર! તો હું આ ચાલ્યો." એમ કહી પ્રેમશંકરે ચાલ્યા જવાનો દંભ કર્યો.

પરંતુ બહુ તાણતા તૂટી જશે એમ વિચારી ગુલાએ સ્ત્રી ચરિત્ર દાખવતાં પ્રેમભાવથી કહ્યું "જાવ નહીં, પ્રાણ! એતો હું તમારૂં પારખું જોતી હતી! દુનિયામાં એક પણ એવું કાર્ય નથી કે જે તમારાથી ન બની શકે! તમે અનેક ખુન કર્યાં છે છતાં સહીસલામત છો એ તેની સાબીતી છે! તમારા એક ખુન બદલ તમોને ફાંસીની સજા વડા ન્યાયાધિકારીએ કરી હતી–તેની અપીલમાં મહારાજા સમરસેનજીએ તમોને બ્રાહ્મણ જાણી ફાંસીની સજામાંથી મુકત કરી "મરણ પર્યંત જેલમાંથી મુક્તિ નહીં." એવા ખાસ શેરો સાથે "જન્મ કેદ" આપી હતી; પરંતુ પોતાના અંતિમ ચુકાદા પર પાછો ફેરવનાર મહારાજાપર પરદેશી વડા ન્યાયાધિકારીને ગુસ્સો ચઢયો હતો અને તેથી વખત આવે મહારાજાના શેરાપર તેમનેજ હાથે મીંડું વળાવી તમોને મુક્ત કરાવી મુકવાની એ પેટબળ્યાએ ગુપ્ત પ્રતિજ્ઞા કરી હતી–તમારા જેલ નિવાસ દરમ્યાન તમારા ગોઠીઆઓએ કે જેમાં સાધુ સંતોનો પણ સમાવેશ થાય છે, તેઓ તથા તમારી સ્ત્રી તમોને છોડાવવાની મહેનત કરવા લાગ્યા હતા–છેવટે તે સઘળાઓને મહારાજા સાહેબના કુટુંબીઓની સહાયતા મળી અને તે રાજકુંવરોએ તમારા છુટયા પછી એક "ભેદી

ખેલ" રમી બતાવવાની તમારા ખાંધીઆઓ પાસે કબુલાત લઇ મંકોડાના સ્વભાવવાળા વડા ન્યાયાધિકારી સાહેબ કે જે રાજકર્માચારી હતા તેમની મારફતે તમોને છોડાવી આપવાની હા પાડી—"ભેદી ખેલ"ની કબુલાત થતાં કુમાર યુવકસિંહજીના આનંદનો પાર નહતો—આખરે તેમણે અમુક નિલેપ વ્યકિતને રાજકર્માચારી દયાસાગરજી પાસે તદન ઉંધી રીતે ચીતરી તેમની ગુપ્ત પ્રતિજ્ઞા જાગૃત કરાવી—આખરે દયાસાગરજીએ એ બીડું ઝડપ્યું અને એક દિવસ પાણીપતના મેદાનપરથી—બાદશાહના તખ્તનશીન પ્રસંગે—અમૂક કેદીઓને ખુશાલીમાં છોડી મૂકવાનો મહારાજાની સહીનો રામનગર તાર કરાવ્યો તેમાં તમો મહારાજાના શેરાની સજાવાળા હોવાથી ન છુટી શકો તેથી દયાસાગરજીએ મહારાજાને ઉંધુ ચત્તું સમજાવી તેમના શેરાપર પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે મીંડું વળાવી એ તારમાં તમોને છોડવા માટે તમારૂં ખાસ નામ લખાવ્યું હતું-એ પ્રમાણે તમો મરણ પર્યંતની જેલની સજામાંથી મુકત થઇ ગયા—પછી તમોએ નક્કી થયેલ "ભેદી-ખેલ" ભજવી બતાવી બીચારા તદન નિર્દોષ માણસોના જીવન બરબાદ કર્યા અને રાજાના ભાઇઓના મન રાજી કર્યા વિગેરે તમારા પરાક્રમી જીવનની કથા તમોએ મને સંભળાવેલ છે એ શું હું નથી જાણુતી ? તમે માળા લઈ આવી આપવાની કબુલાત આપો છો એજ બસ છે ! મુદતની કંઈ જરૂર નથી—તમારી મરજી

પડે ત્યારે લાવી આપજો. આજે તમોને જરા ચીડવવાનોજ મને વિચાર થઇ આવ્યો હતો એટલેજ મેં ઉપર મુજબ વલણ ગ્રહણ કરેલ હતું ! વ્હાલા તેથી માઠું લગાડશો નહીં ! તમે તો પરાક્રમનો અવતાર ને મારા હૈયાના હાર છો ! આવો આપણે બેસીને પ્રેમની બે વાતો કરીએ !"

ગુલાબના અઘટિત વલણથી પ્રેમશંકરને માઠું તો ઘણું લાગ્યું હતું પણ તે તો તેના લાવણ્યપર લટ્ટુ બનેલો હતો એટલે ગુલાબને રોષ નહીં જણાવા દેતાં તે અંદર દાખલ થયો.

ગુલાબ ગળામાં હાથ નાખી પ્રેમશંકરને "આનંદ રૂમ" માં લઇ ગઈ અને ઉભય પ્રેમીઓ હીંડોળાખાટ પર ઝુકયાં. ગુલાબે કપુરી પાનનું બીડું બનાવી પ્રેમશંકરને આપ્યું અને કેટલોક સમય વાર્તાલાપમાં ગાળ્યો.

* * *

પ્રેમશંકર ગુલાબને ઘેર દરરોજ જતો હતો પણ મોતીની માળા ઘરમાં કઈ જગ્યોએ રાખેલ છે તે ખબર નહિં હોવાથી તે જાણી શકાય એટલા માટે હાલ ઘેર વધારે વખત રહેતો હતો. એ જોગ એક દિવસ હાથ આવી ગયો.

જન્માષ્ટમીના તહેવારને લઇ ગોરાણી મોતીની માળાનો મચકો મારી "કષ્ટહર" મહાદેવના મંદિરે દર્શન કરવા પધાર્યા હતા ત્યાંથી પાછા ફરતાં માળા ઉતારીને

પટારામાં રાખી. પ્રેમશંકરે એ છુપી રીતે જોઇ લીધું. રાત્રે ગુલાબને ત્યાં નહીં જતાં સુવા માટે તે ઘેરજ રોકાયો.

અર્ધ રાત્રિનો સમય થતાં તે પથારીમાંથી ઉભો થયો. મા-બાપને ભર નિદ્રામાં પડેલાં જોયા. સાનુકુળ સમય જાણી જે જગ્યોએ માએ પટારાની ચાવી રાખી હતી તે લઇ પટારો ખોલી માળા કાઢી પાછું બધું જેમનું તેમ વ્યવસ્થિત કરી તે આરામથી બીછાનામાં પડયો.

તાત્કાલિક કોઇ વાર તહેવાર કે લગ્નાદિક કંઇ શુભ પ્રસંગ સગા સંબંધીઓમાં નહીં આવવાથી માળા પહેરવાની જરૂર નહીં પડતાં પ્રેમશંકરના પરાક્રમની ખબર તેના મા-બાપને ન પડી

" વ્હાલી ગુલાબ ! જો, મારાથી નહીં બની શકે એવું તેં ધારી લીધેલું કાર્ય આજે સિદ્ધ કરી આવ્યો છું ! " બીજે દિવસે પ્રેમશંકરે ગુલાબના હસ્તમાં માળા મુકતાં કહ્યું.

દશ હજારની કીમતની માળા હસ્તમાં આવી પડતાં ગુલાબ અત્યંત આનંદ પામી. પ્રેમશંકરના બાહુપાસમાં લપેટાઇ ગઇ. પ્રેમશંકરે તેના ગુલાબી ગાલ પર પ્રેમભાર્યું ચુમ્બન કર્યું અને પછી " આનંદ રૂમ" માં જઇ બન્નેએ સ્વર્ગીય (!) અરે ! કહો કે નારકીય સુખનો લ્હાવો લીધો !

*   *   *   *

ગુલાબનું સૌન્દર્ય અપ્રતીમ હતું-શરીર સુદૃઢ અને સુડૌળ હતું-ગાવામાં આબાદ ગાનારી અને નાચમાં નમૂનેદાર નૃતિકા હતી. રાજ દરબારમાં પણ ગાનતાનના જલસા માટે ગુલાબનેજ આમંત્રણ મળતું હતું.

શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની ત્રયોદશીને દહાડે રાજ્યારોહણની કચેરીમાં આવવાનું ગુલાબને આમંત્રણ મળ્યું હોવાથી સોળે શણગાર સજી-પ્રેમશંકરે લાવી આપેલી માળા ગળામાં લટકાવી તે વેળાસર કચેરીમાં ગઇ. નૃત્ય કરતાં કરતાં માથા પરથી સાડી સરી પડતાં ગળામાં પહેરેલી માળા પર રાજાની નજર પડી. જોશીરાજને આપેલી માળા ગુલાબના ગળામાં જોઇ રાજાજી વિચારમાં પડી ગયા. "શું જોશીરાજ આ રાંડને ત્યાં જતા હશે ? અને તેઓએ તેને માળા આપી હશે ?" બીજીજ પળે વિચારમાં પલટો આવ્યો "એમ તો કદિ ન બને ? તેનો દિકરો ગુલાબને ત્યાં જાય છે એ વાત મારા જાણવામાં આવી છે તો શું તેણે આપી હશે ? પણ તેની પાસે માળા આવે કયાંથી ?" આ ગુંચવણનો કંઇ ઉકેલ નહીં થવાથી સર્વ હકીકત બરાબર જાણવા માટે કચેરી બરખાસ્ત થતાં રાજાજીએ ગુલાબને બંગલે બોલાવી સર્વ વાત પૂછી. ગુલાબે માળા પ્રેમશંકરે લાવી આપી હોવાની સત્ય વાત જણાવી દીધી. રાજાજીએ ગુલાબ પાસેથી તે માળા ઝુંટવી લઇ તેને કાઢી મૂકી.

ત્યાર બાદ જોશીરાજે છોકરાને માળા આપી છે કે છોકરો ચોરીને લઇ ગયો છે–જોશીરાજે છોકરાને માળા આપી હોય તો તેણે તે ગુલાબને આપી એ વાત તેઓ જાણે છે કે નહીં અને છોકરો ચોરી ગયો હોય તો માળા ચોરાય ગયાનું જાણવા માટે રાજાજીએ એકદમ માણસ મોકલી જોશીરાજને બોલાવ્યા.

જોશીરાજ આવતાં રાજાજીએ કહ્યું "પેલી માળા તમોને ભેટ આપેલી છે તે નમૂનાની એક માળા ખરીદવાની મારી ઇચ્છા થઇ છે તો તે ઝવેરીને બતાવવાની જરૂર પડશે માટે તે લઇ આવો ! આવતી કાલે તમોને પાછી મળી જશે !"

"બહુ સારૂં ! બાપુ, હમણા લાવી આપું છું ! માણસ સાથે ચીઠ્ઠી મોકલી હોત તો સાથેજ લેતો આવત !" એમ કહી જોશીરાજ માળા લેવા ઘેર ગયા.

જોશીરાજ ગયા પછી રાજાએ વિચાર્યું કે "માળા છોકરો ચોરી ગયો છે એ વાત ઉપરથી સિદ્ધ થાય છે, અને તે બાબતથી જોશીરાજ અજ્ઞાત છે એ પણ તેઓ હીંમતભેર માળા લેવા ઘેર ગયા એ પરથી જાણી શકાય છે. તેના ઘરમાં માળા છે નહીં એટલે તેઓ ઘેર જઇ માળા નહીં મળતાં કયાંક આપઘાત–આપઘાત ન કરી બેસે એટલા માટે મારે તેની પાછળ જવું જોઇએ."

રાજાજી ઘોડાપર સ્વાર થઇ તાબડતોબ જોશીરાજની પાછળ ગયા અને તેમના ઘર પાછળ જઇ ઉભા. ઘરમાં શું હકીકત બને છે એ જાણવા માટે ઘોડા પર બેઠા બેઠા બારીમાંથી અંદર જોવા લાગ્યા.

જોશીરાજ ઘેર જઇ તપાસ કરે તો પટારામાં માળાને બદલે પાણા દોડતા દેખાયા અને તેથી તેઓ ગાભરા બની ગયા. ઘરમાંના સઘળા પેટી પટારા તપાસી વાર્યા પણ માળાનો પત્તો ન લાગ્યો તે નજ લાગ્યો. આખરે હતાશ થઇ અશ્રુભીની આંખે તેઓએ પોતાની પત્નિને કહ્યું "પ્રિયા, આપણા "બાપુ" એ કોઇ દિવસ નહીં ને આજે ઝવેરીને બતાવવા માટે માળાની માંગણી કરી પણ માળા મળતી નથી ! માળા ચોરાઇ ગઇ હોય એમ મને જણાય છે ! કોણ ચોરી ગયું અને કયારે ચોરાઇ ગઇ તેનું આપણને ભાન નથી ! જોશ-બોશ જોવાનું અત્યારે મને ભાન નથી ! માળા વિના મારાથી "બાપુ" પાસે જઇ શકાય તેમ નથી કારણ કે માળા ચોરાઇ ગઇ હોવાની વાત કરીએ એ વાત અત્યારે તેઓના માનવામાં ન આવે ! એથી તેઓના મનમાં વહેમ ઉત્પન્ન થાય કે "માળા ઘરમાં પડી હશે અથવા વહેંચી નાખી હશે છતાં હું (રાજા) લઇ લઇશ અથવા તો વહેંચી નાખી હોવાથી ખીજાઇશ એવી બીકે ચોરાઇ ગયાનું બ્હાનું બતાવે છે ! માણસના ઘરમાં પચાસ-સો રૂપીઆની ચોરી થાય તે પણ પોલીસને ખબર

આપે છે અને દશ હજાર રૂપીઆની માળા ચોરાઇ ગઇ તેની અત્યાર સુધી ખબર કેમ નથી આપી?" આપણે અત્યારે તેઓએ માંગણી કરી છે તે વખતે એ વાત કરીએ એટલે એ શંકા-પ્રશ્ન સ્વાભાવિકજ ઉત્પન્ન થાય એમાં નવાઇ પામવા જેવું નથી અને હમણા-હજી "માળા લાવી આપું છું" એમ કહીને આવું છું ને અત્યારે ચોરાઇ ગયાનું કહીએ એ કદી પણ કોઇથી માની શકાય એવું નથી; પરંતુ આપણને તો માળા ક્યારે ચોરાઇ ગઇ તેનું ખરેખરજ ભાન નથી! તદ્દન સાચું બોલવું અત્યારે તદ્દન ખોટું ઠરે એવો આ પ્રસંગ છે! અને "બ્રાહ્મણીઆ મત થોડી ગાય વેંચીને લીધી ઘોડી" વાળી ઉક્તિ સંભળાવી મારી આબરૂને ધુળધાણી કરી નાખશે! એ રીતે આબરૂ બેઆબરૂ કરવા કરતાં હું મોત વધારે પ્યારૂં ગણું છું! લે, આ ચીઠ્ઠી! મારા મૃત્યુ બાદ "બાપુ" ને પહોંચાડજે! મેં સર્વ હકીકત તેમાં જણાવી છે. તારા ભરણ-પોષણમાં હરકત ન આવે એટલી આપણી મિલ્કત છે અને તે પ્રેમ-શંકર ન લઇ જાય અને તને હક્ક સાથે સોંપી આપે એવો બંદોબસ્ત કરી આપવાની ચીઠ્ઠીમાં "બાપુ" ને અરજ ગુજારી છે એટલે તને કંઇ હરકત નહિં આવે! સ્ત્રી ધર્મનું રક્ષણ કરી-પ્રભુ ભક્તિ કરતાં તું પવિત્ર જીવન સુખે-દુઃખે પુરૂં કરજે! મારાથી "બાપુ" ને મુખ બતાવી શકાય એમ નથી! બસ! પ્રિયા, આપણું આ અંતીમ

પતિતના પ્રેમ.



નૃત્ય કરતાં કરતાં માથાપરથી સાડી સરી પડતાં ગળામાં પહેરેલી માળાપર રાજાની નજર પડી. ( પૃષ્ઠ ૬૩ )

મિલન છે! હું ગળે ફાંસો ખાઇ પ્રાણ ત્યાગ કરૂં છું! ચોરનું ભલું હોજો!"

ગોરાણીએ જોશીરાજને બહુ સમજાવ્યા પણ તેઓ પોતાના નિશ્ચલ નિશ્ચયથી તસુ પણ ડગ્યા નહીં!

પછી જોશીરાજ અંદરના ઓરડામાં જઇ—આડસર સાથે દોરડું બાંધી—ગળે ફાંસો નાખી મરવાની તૈયારી કરવા લાગ્યા! તેમની પત્નિ પણ ગભરાઇ ગઇ હતી તેમાં આપઘાત કરવાના સમાચાર સાંભળીને તો ગાંડી જેવી થઇ ગઇ તેથી કોઇને મદદે આવવા બોલાવવા જવાની કે બુમાબુમ કરવાની તેને શુદ્ધિ નહોતી! તે તો સઘળો વખત પતિને વિનવ્યા કરતી હતી અને જોશીરાજ ફાંસો ખાવા લાગ્યા ત્યારે પણ તે તો તેમનેજ છાતીફાટ રૂદન કરતી રોકવા પ્રયત્ન કરતી હતી પણ જોશીરાજ એમ પત્નિનીના રોકયા રોકાય એવા કયાં હતા! તેઓ એક પવિત્ર પુરૂષ હતા અને તેથીજ આબરૂની ભઠ્ઠીમાં કુદી પડતા હતા!

આ સમયે ઘરની પાછળ ઉભી સઘળી વાત સાંભળી રહેલા મહારાજાએ વિચાર્યું કે "આહાહા! મારી બીકે આ નિર્દોષ—પવિત્ર બ્રાહ્મણ માત્ર આબરૂને ખાતર મરવાને તૈયાર થયો છે! ધન્ય છે એના અવતારને કે જેણે જીવન કરતાં પણ આબરૂને વધારે વ્હાલી ગણી છે! અરે! પણ

એ વિચારવાનો વખત નથી ! ઝટ પહોંચું, નહીંતર એ ક્યાંક લટકી મરશે ! સારૂં થયું કે પરમાત્માએ મને પાછળ જવાની પ્રેરણા કરી; નહીંતર મહા અનર્થ થાત !"

જોશીરાજ ગળામાં ફાંસો નાખી નીચે રાખેલ ખોખું ખેસવી લટકી મરવાની અણી પર હતાં ત્યાં રાજાજી એકદમ દોડતા જઇ પહોંચ્યા અને તલવારને એકજ ઝપાટે અધવચેથી દોરડું કાપી નાંખી જોશીરાજને ભેટી પડ્યા !

પછી જોશીરાજને શાબાશી આપતાં મોતીની માળા પ્રેમશંકરે ચોરી જઇ ગુલાબને આપી હોવાની વાત અથથી ઇતિ સુધી રાજાજીએ કહી સંભળાવી.

ત્યાર પછી જોશીરાજને સાથે લઇ રાજાજી બંગલે પધાર્યા અને તેજ વખતે પ્રેમશંકરને પકડી લાવવાનો પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ જાદુપ્રસાદને તાકીદ કરી હુકમ કર્યો.

× × × ×

પ્રેમશંકરનો ત્રાસ વસ્તીને પણ બહુજ હતો; પરંતુ " રાજજોશી "નો દીકરો હોવાથી કોઇ તેને કંઇ કહી શકતું નહીં. ગામ લોકોની વહુ-દીકરીઓની તે ચાલતાં મશ્કરી કરતો અને લાગ ફાવે તો લાજ લુંટવામાં પણ પાછી પાની ન કરતો.

× × × ×

મહારાજાએ ગુલાબ પાસેથી પાછી લઇ લીધેલી માળા જોશીરાજને પાછી આપતાં કહ્યું " જોશીરાજ ! આપના પુત્રના ત્રાસની હવે તો અવધિ થઇ છે—પ્રજાજનો બહુજ પોકાર કરે છે—તેથી હવે તો તેને મારે સખત શીક્ષા કરવીજ જોઇએ ! અધુરામાં પુરૂં વળી આ માળાની ચોરીનું પણ તેના પર સાબીત તહોમત છે તેમ છતાં જો......(માથું ખંજવાળતાં ખંજવાળતાં) પચીસ હજાર રૂપીઆ આ વખતે આપતા હો તો ડપકો આપીને છોડી મુકું ! "

•

" મહારાજ ! હવે તો કૃપા કરીને એ દુષ્ટને જીવન પર્યંતને માટે જેલમાં પુરી દીઓ એજ ઉચીત છે ! તે હવે સુધરે તેમ નથી તેમ ઘરમાંથી રૂપીઆ દરરોજ ચોરી જઇને તે ગામમાં વખતો વખત ધીંગાણા કરીને વખતો વખત તમોને હજારો રૂપીઆ અપાવીને એ બદમાસ, છોકરાએ મને બાવો બનાવી મુકયો છે ! આપને પચીસ હજાર તો શું પણ પચીસસો રૂપીઆ આપવાની પણ મારામાં તાકાત નથી રહી ! એને હવે છુટો રાખવાની જરૂરજ નથી અને આપ છોડી મુકશો તો પણ અમારો પિતા—પુત્રનો સબંધ હવે ચાલુ રહેવાનો નથી, કારણ કે વંઠેલ છોકરાએ કરવામાં બાકી નથી રાખી ! એ તો ઇશ્વર કૃપાએ આપ વેળાસર આવી પહોંચ્યા નહીંતર મારા તો " રામબોલો ભાઇ રામ " થઇ

ગયા હોત !" જોશીરાજે રોતાં રોતાં જવાબ આપ્યો.

× × × ×

માળાની ચોરીની વાત રાજાજી પ્રેમશંકરના બાપને કરશે એટલે તે તેને જરૂર ઘરમાંથી કાઢી મુકશે અને હવે તે મુફલીશ થઇ જશે તેથી હવે તેને લાત મારીને કાઢી મુકવામાંજ સાર છે" એ પ્રમાણે વિચાર કરતી ગુલાબ ઘેર આવી પહોંચી.

× × × ×

માળાની ચોરીની વાત રાજાજી અને બાપાના જાણવામાં આવી ગયેલ હોવાનું પ્રેમશંકર ગામમાંથી જાણી શકયો. "હવે બાપા ઘરમાં ઘાલશે નહિ" એમ તે સમજી શકયો. વિચાર સાગરમાં ડોલાં ખાતો તે ગુલાબને ઘેર ગયો તો માત્ર પૈસાની સગી–પુજારણ–ગુલાબે માણસો પાસે ધક્કા મરાવી–હડધુત કરી તેને હાંકી કાઢયો ! આ વખતે—

"રંડી નહીં કિસીકી યાર, ઘર બાર લુંટાને વાલી"

એ રહસ્યપૂર્ણ લીટી પ્રેમશંકરને યાદ આવી, પણ રાંડયા પછીનું ડહાપણ શા કામનું ?

હવે તેને ગામમાં રહેવું સહી સલામત ન જણાયું તેથી તેણે બહારગામ ભાગી જવા માટે રેલ્વે સ્ટેશનનો રસ્તો લીધો.

× × × ×

પોલીસે પ્રેમશંકરને ગામમાં ઘણો શોધ્યો પણ પત્તો ન લાગ્યો. આખરે તેઓ પણ સ્ટેશને પહોંચ્યા અને પ્રેમશંકરને પકડયો.

પોલિસે તેને રાજાજી પાસે ખડો કર્યો એટલે તેઓએ તેને જીંદગી પર્યંત જેલમાં ગોંધી રાખવાનો હુકમ કર્યો.

કેટલોક સમય કષ્ટમય જીવન ગુજારી પાપાત્મા પ્રેમશંકર જેલમાંજ મરણને શરણુ થયો—કહોંકે પોતાના પાપી જીવનનો હીસાબ આપવા યમરાજના દરબારમાં ગયો !

પૃથ્વીને ભાર રૂપ આવા પાપાત્માઓનો નિર્વંશ એ નાશ થઇ જાય તો કયો દેશ રંડાય પડે એમ હતો ?

# ચંદા

### અથવા

## હવસની પુજારણ.

—— : ० : ——




જનગરમાં રમણુલાલ શેઠની દુકાન શાહ ગણાતી. કાપડ લેવું હોય તો "ચાલો રમણુલાલ શેઠની દુકાને" એજ ઉદ્દગાર સહુ કોઇના મુખમાંથી બહાર પડતા.

શેઠનો દીકરો રસીકલાલ ન્યુટન હાઇસ્કુલમાં મેટ્રીકનો અભ્યાસ કરતો હતો. ( કહોને કે મુંડ મુંડાવતો હતો! ) રસીકની ઉડાઉવૃત્તિ તેના બાપની જાણુ બહાર નહોતી, પણ એકના એક લાડકવાયા પુત્રને કંઇ કહેવાથી "નવી વહુ" માફક રીસાશે એવા ભયે તેઓ તેને કંઈ કહેતા નહીં.

રસીક દિન પ્રતિદિન વધુને વધુ ઉડાઉ બનતો ગયો. બાપ વાપરવા માટે પૈસા આપે તે ઉપરાંત જોઇએ તે ઘરમાં કે દુકાનમાંથી છુપી રીતે ઉઠાવી જઇને પણ મોજમજાહ ઉડાવતો હતો.

રસીકના કલાસમાં નવનીત નામનો એક વિદ્યાર્થી હતો. તેની સાથે રસીકને ગાઢ મૈત્રિ સબંધ બંધાયો હતો. નવનીત રસીકને પોતાને ઘેર લઇ જતો અને ત્યાં આનંદની છોળે ઉડતી.

નવનીત દેખાવપરથી ગરીબ અને અને સાદો જણાતો હતો પણ અંદરખાને તેનું હ્રદય હલકટ હતું. તે પૈસાનો અત્યંત લાલચુ હતો. પૈસા કેવી રીતે પડાવવા એનો એક માર્ગ પણ તેના હાથમાં આવી ગયો હતો.

નવનીતને ચંદા નામની એક બ્હેન હતી. તે ભાઇને પણ માથે પછાડયા જેવી હતી. તે દુષ્ટા હતી પણ તેનું લાવણ્ય અપ્રતીમ હતું. બ્રહ્માજીએ તેને એવી તો સ્વરૂપવાન બનાવી હતી કે જગતનાં કંઇક માનવીઓ તેને જોઇને ગાંડા થઇ ગયા હતા—જતા હતા. તેને આટલી બધી સૌંદર્ય સંપન્ન બનાવવાથી તે દુનિયાનો દાટ વાળશે એ વિચાર બ્રહ્માજીએ તેને ઘડતી વખતે નહિં કર્યો હોય એમ જરૂર માની શકાય!

ચંદાની ઉમ્મર વીસ વરસની હતી. તેની ભરયુવાની ખીલી નીકળી હતી. તે વિવાહિતા હતી પણ પતિનું ઘર સાંધતી નહોતી. તે હમેશાં પહીઅરમાંજ રહેતી.

જેને જે વખતે જે વસ્તુની આવસ્યતા હોય તેને તે વિના ચાલેજ નહીં. કોઇને તાવ આવતો હોય તો જેમ ડોક્ટરની તપાસ આવશ્યકીય જણાય છે તેમ કામજ્વરના પીડિતોને એ પીડાના નિવારણાર્થે યોગ્ય ઇલાજો લીધા સિવાય ચાલતું નથી. ચંદ્રા ભરયુવાવસ્થાએ પહોંચી હોવાથી તેને કામજ્વર હાડોહાડ વ્યાપ્યો હતો, એટલે તેના માટે તેણે યોગ્ય (?) પગલાં લેવા માંડયાં હતા.

આ બાબતમાં તેને નવનીત અત્યંત ઉપયોગી થઇ પડયો. નવનીતને સ્કુલમાં તેમજ શહેરમાં સેંકડો મિત્રો હતા. આ કામમાં પૈસાનો સારો તડાકો પડે એમ હોવાથી તે બ્હેનનું સુપ્રત કામ અતિ ઉત્સાહભેર કરતો હતો. ચિકિત્સકો તરીકે નિત નવા નવા ડોકટરોને તે ઘેર લાવવા લાગ્યો. ડોકટર દર્દીને તપાસી જાય એટલે ફી–ચાર્જ લીએ પણ ચંદાબાને તપાસવા જે ડોકટર સાહેબો આવતા હતા તે ફી લેવાને બદલે સામો ટેકસ ચુકવી જતા હતા અને નવનીતને પણ સારી દક્ષિણા આપી જતા હતા.

પ્રિય પાઠકો ! આ દર્દ કેવા પ્રકારનો ? ડોકટર કઇ જાતના ? નવનીત આ શું કરી રહયો હતો ? એ સઘળું આપજ સમજી લેજો !

હાલ રસીક અને નવનીત પરમ સ્નેહી બન્યા હતા અને નવનીતને ઘેર નિરંતર આનંદની છોળો ઉડવા લાગી

હતી તેવું કારણ શું? એ હવે સમજાવવાની આવશ્યકતા રહેતી નથી.

રસીકની ઉમ્મર સતર અઢાર વર્ષની હતી ચંદા વીસ વર્ષની હતી એટલે રસીક ચંદા કરતાં નાનો હતો તો પણ તે તેના રૂપ લાવણ્ય પર મોહી પડી પૈસાની અને શરીરની ખુવારી કરી રહ્યો હતો. તે ધનવાનનો પુત્ર હતો એટલે જ્યાં સુધી તે આવે ત્યાં સુધી "કલાવંત" જાતની નાયિકાની માફક બીજા કોઇને નહીં લાવવા વિષેની સુચના ચંદાએ નવનીતને આપી દીધી હતી. રસીક હંમેશા નવનીતને ઘેર જતો અને ચંદાની સાથે ચમનબાજીમાં વખત વ્યતીત કરતો હતો.

નવનીત રસીકને ચંદા પાસે મૂકી નિરંતર બહાર ચાલ્યો જતો હતો–ચંદાનો બાપ રાજદરબારમાં નોકરી પર ગયેલ હોય અને તેની મા ગૃહકાર્યમાં ગુંથાયેલી હોય એટલે એકાંતમાં ચંદા અને રસીકને પ્રેમરસનું પાન કરવામાં બાધા આવતી નહોતી.

રસીકને તેનો બાપ પૈસા વાપરવા આપતો તે પુરા થતા નહીં. ચંદા નવનીત અને "વાલ્મીક આશ્રમ" ની કંઇક ચંદાઓને રાજી રાખવા અને ચમનબાજી ઉડાવવા માટે પૈસાતો જોઇએજ એટલે તે ઘરમાં તેમજ દુકાનમાં ધા મારતોઃ એ રીતે તે હજારો રૂપીઆ ઉપાડી ગયો અને ફના કરી નાખ્યા.

રસીકને ચંદા સમી રસીકાનો મેળાપ થયા પછી ભણવું ગમતું નહીં: પરંતુ બાપાની ઇચ્છાને માન આપી તે સ્કુલે જતો હતો. ત્યાં તે આઠે ઉંઠે એટલા જેવું ભણતો હતો.

ઘરમાંથી તેમજ દુકાનમાંથી પૈસા ઉપડી જાય છે– ચોરાઈ જાય છે એ વાત કેટલા દિવસે રમણલાલ શેઠના જાણવામાં આવી. એક વખત તેજુરીમાં મોટું ગાબડું પડેલું જોઇ તેઓ ગભરાયા અને ત્યારથી ચોરને શોધી કાઢવાનો તેઓએ મક્કમ નિશ્ચય કર્યો. તેઓએ સાવચેતીથી તપાસ કરી તો પૈસા રસીક ચોરી જતો હોવાનું જાણી શકાયું. આટલા બધા પૈસા તે ક્યાં ઉડાવે છે અને તે શું કરે છે તેની માણસોદ્વારા ખાનગી રીતે તપાસ કરાવી તો રસીક પાયમાલીને પંથે પડી ચુકયો હોવાનું જણાયું. કેટલાક દિવસથી તેનું ભણવામાં ચિત નથી અને તે શરીરે કૃષ બનતો જાય છે એવું શેઠના ધ્યાનમાં હતું. તેઓ તે બાબતમાં પૂછતા તો "કંઇ નથી" એવો ટુંકો જવાબ મળી જતો.

"રસીક વ્યભિચારને વિપરિત પંથે ચડી ચૂકયો છે– ચુડેલના ચક્રરમાં ફસાયો છે અને તેમાં નાણાનો દુરૂપયોગ કરી રહ્યો છે." એમ શેઠના જાણવામાં આવતાં તેઓએ તેને માટે કંઇક માર્ગ કરવાનો નિશ્ચય કર્યો.

"જો હવે તેને માટે વિચાર નહીં કરૂં તો તે ભણશે નહીં—નાણાંની બરબાદી કરશે અને પુત્રને પતનને પંથેથી–

જાણ્યા છતાં-નહીં બચાવ્યાનો દોષ મારાપર આવશે અને તેથી પિતા તરીકેની મારી ફરજ ચૂકયો કહેવાઇશ." એમ વિચારી આખરે તેને મુંબઈની કૉલેજમાં વિદ્યાભ્યાસ માટે મોકલવાનું તેમણે નક્કી કર્યું.

એક દિવસ શેઠે રસીકને બોલાવી તેની ચાલચલગત વિષે કંઈપણ નહીં કહેતાં "તારે અભ્યાસ માટે મુંબઇ જવાનું છે." એમ પરખાવી દીધું.

શેઠે આજ દિવસ સુધીમાં તેને કદિ દુભવ્યો નહોતો એટલે મુંબઈ ભણવા જવાનું કહ્યું ત્યારે રસીકે આનાકાની કરવા માંડી પણ "બીલકુલ ગડબડ સડબડ નહીં ! તારે જવુંજ પડશે !" એમ જ્યારે કરડાકીથી શેઠે કહ્યું ત્યારે તેને પોતાની બદચાલ અને ફનાવૃતિની બાપને ખબર પડી ગઇ હોવી જોઇએ એવી ખાત્રી થતાં લાચારીએ આજ્ઞા માન્ય કરવી પડી.

ચંદાથી વિખુટું પડવું રસીકને અત્યંત વસમું થઈ પડયું પણ "આવી ભરાણા બેલી" જેવી સ્થિતિ થઇ હોવાથી તેમ કર્યા વિના ચાલે તેમ નહોતું. તે પોતાની પ્રિય ચંદાને રાજનગરમાં છોડી મુંબઇ તરફ પ્રયાણ કરી ગયો.

મુંબઈની કૉલેજના પ્રોફેસર સાથે રમણલાલ શેઠને ગાઢ સંબંધ હતો. તેઓએ રસીક મુંબઇ ગયો તે અગાઉ પ્રોફેસર સાહેબને પત્રદ્વારા સર્વ હકીકત જણાવી દીધી હતી.

શેઠની ભલામણથી પ્રોફેસરે રસીક ઉપર બરાબર દાબ રાખ્યો અને તેથી રસીક ત્યાં કોઈ ચંદાના સહવાસમાં આવવાને ભાગ્યશાળી (!) થયો નહીં !

રસીકના જવાથી ચંદાને પણ દુઃખ તો થયું પરંતુ તે હવસની પુજારણે તો તાત્કાલિક નવનીતને બીજા કોઈ ઉલ્લુના સરદારને પકડી લાવવાની આજ્ઞા કરી દીધી એટલે તેનું દુઃખ તો નષ્ટ થઇ ગયું ! એ તો કહ્યું છે કેઃ—

जल्पंति सार्द्धमन्येन पश्यं त्यन्यं सविभ्रम्
हृदये चिंतयं त्यन्य प्रियः को नाम योषिताम्

# રાધા-રમણ

## અથવા

## કજોડાની કહાણી

સાંજના પાંચ વાગ્યાનો સમય હતો. રાધા ગૃહ કાર્યથી પરવારી બની ઠનીને ફરવા જવા બહાર નીકળી. માર્ગમાં આડા આવતા મંદિરોએ દર્શન કરતી જતી તે સમુદ્ર કિનારે જઇ પહોંચી અને એક બેન્ચ પર જગ્યા લીધી. રાધાને હજી પા કલાક પણ નહીં થયેલ હોય ત્યાં આકાશમાં વરસાદ એકદમ ઘેરાયો અને જોત જોતામાં તો મુશળધાર વરસવો શરૂ થયો. સઘળા લોકો મોટરો અને ગાડીઓમાં બેસી નાસવા લાગ્યા. છત્રી સાથે નહોતી તેમ ભાડુતી મોટર કે ગાડી પણ એકે નજરે પડતી નહોતી એટલે રાધા અકળાઇ. આખરે તે ભીંજાતી

સામેના રેસ્ટોરાના રવેશ નીચે જઇ ઉભી. કપડા ભીંજાઇ ગયા હતા તે ધરૂજી રહી હતી. આ સમયે આ સ્થળે એક પણ મનુષ્ય જોવામાં આવતું ન હોતું. વરસતે વરસાદે ઘેર કેવી રીતે પહોંચવું એ વિષે વિચાર કરતી તે ઉભી હતી ત્યાં એક મોટર રેસ્ટોરા પાસે આવી ઉભી. મોટરમાંથી એક યુવાન નીચે ઉતર્યો અને રાધા તરફ તાકી તાકીને જોતો રેસ્ટોરામાં ગયો. રાધાની નજર પણ તે યુવાન પર પડી! બન્નેના નયનો એકત્રિત થયા!

"આ હા હા! કેવું મનોહર મુખડું? જાણે કામદેવ-નોજ અવતાર કેમ ન હોય! દુષ્ટ માતા પિતાએ બાવન વરસના બુઢીઆ સાથે પરણાવી જીવતર ધુળ કર્યું તેનાં કરતાં આવા કોઇ નવયુવક સાથે મને પરણાવી હોત તો સંસાર સુખનો કેવો સરસ લ્હાવો મળત? બુઢ્ઢા સાથે બાળકી-નો પનારો પાડતાં વિધાતાને પણ દયા કેમ નહીં આવી હોય?"

રાધા ઉપર પ્રમાણે મનમાં સંતાપ કરતી ઉભી હતી એટલામાં રેસ્ટોરામાં ગયેલો યુવક આવ્યો અને બીજી વખત રાધા તરફ જોતો જોતો મોટરમાં જઇ બેઠો. જેમ રાધાને તે યુવક પ્રત્યે મોહ ઉત્પન્ન થયો તેમ છેલ છબીલી રાધા ને જોઇ યુવક પણ ઘાયલ થયો હતો.

યુવકે મનમાં વિચાર્યું કે "આ બાઇ વરસાદને લઇ અહીં ઉભી હોય એમ જણાય છે માટે ચાલને જીવ! તેને

ઘેર જવાની ઇચ્છા હોય તો મોટરમાં આવવાનું કહું ! જો આવશે તો એ ઘડી એ મધુરી મુર્તિના દર્શનનો લાભ મળશે !"

યુવક ઉપર મુજબ વિચાર કરતો હતો ત્યાં તો રાધા મૂર્છાવશ થઇ જમીનપર પટકાઇ પડી. યુવક મોટરમાંથી એકદમ નીચે ઉતરી તેની પાસે ગયો અને તેને બેઠી કરી. રાધા થોડીવારે શુદ્ધિમાં આવી ગઇ.

" બાઈ, કોઇ કારણસર તમે અત્રે ઉભા હો તો ભલે; પરંતુ જો વરસાદનેજ કારણે ઉભા હો તો તમારા ઘરનું ઠેકાણું મને જણાવશો એટલે હું આપને મારી મોટરદ્વારા તમારે ઘેર પહોંચાડી દઇશ !" યુવકે રાધાના રૂપ-રસનું પાન કરતાં કરતાં કહ્યું.

રાધાને યુવકની વાત પસંદ પડી. બન્ને મોટરમાં ચઢી બેઠાં યુવકે મોટર ફુલસ્પીડમાં હાંકી મૂકી.

પોતાનું ઘર આવતાં યુવકે મોટર ઉભી રાખી કહ્યું ' બાઇ, વરસાદને લઈ ઠંડી જણાય છે તેથી ઘરમાંથી ગરમ કોટ લઇને હમણાંજ આવું છું."

"અરે ! ના, ના, એટલી બધી તકલીફ લેવાની જરૂર નથી. હું થોડો સમય તમારે ઘેર રોકાઉં છું. વરસાદ રહી જશે એટલે ચાલી જઇશ." રાધાએ યુવક સાથે

કેટલીક વાતચીત કરવાનો અવસર મળે એવા હેતુથી ઘરમાં આવવાની ઇચ્છા જણાવી.

"ઘણીજ ખુશીથી! આપનુંજ ઘર સમજો! આવો ઘરમાં. થોડા સમયમાં વરસાદ બંધ રહે તો ઠીક, નહીંતર હું મુકી જઈશ!" એમ કહી યુવક રાધાને અંદર લઇ ગયો. "મારા પર આટલો બધો ઉપકાર કરનારનું નામ જાણવાને હજી સુધી હું ભાગ્યશાળી થઇ નથી તો જો આપને હરકત ન હોય તો જણાવવા કૃપા કરશો!"

"મારૂં નામ "રમણચંદ્ર" મારા માબાપ નાનપણમાંજ ગુજરી ગયા છે. મારી ધર્મપત્નિ પણ છ માસ પહેલાં પ્લેગના પંજામાં સપડાઇ પરલોક ગયેલી છે. કુટુંબમાં માત્ર હું એકજ રહ્યો છું. હવે આપ આપનું શુભ નામ દર્શાવવાની દયા કરશો?"

"આ અભાગિનીને લોકો "રાધા" નામથી બોલાવે છે. હું ઘણીજ દુઃખી છું. અને તે જણાવવા માટેજ આપના ગૃહમાં થોડો સમય રોકાવાનો વિચાર કર્યો છે. મારી હકીકત સાંભળવામાં આપને કશી અડચણ ન હોય તો કહું!"

"બેલાશક કહો! એમાં મને શું અડચણ હોઇ શકે?"

"મારી ઉમ્મર અઢાર વર્ષની છે. મારા પતિની ઉમ્મર બાવન વર્ષની છે. મારા માતા પિતાએ રૂપીઆના

તેજમાં અંજાઈ એ ખખડધજ ખોખાં સાથે મારૂં જીવન જોડતાં પહેલાં જરાપણ વિચાર કર્યો હોય એમ જણાતું નથી ! કારણ કે બુઢ્ઢા સાથે પરણનાર બાળકીની કેવી સ્થિતિ હોય એ તો આપ પણ જાણી શકશો. મારૂં દુઃખ આથી તમે સમજી શક્યા હશો. આ આમાંથી ઉગરવાનો કોઇ માર્ગ તમે મને બતાવી શકો એમ છો ?"

"તમારા પતિની હૈયાતી સુધી તો કંઇ પણ ન બની શકે; પરંતુ ત્યાર બાદ તમારી જ્ઞાતિના કોઈ યુવાન સાથે પુર્નલગ્ન કરી સુખી થઇ શકો ખરા !"

"જીંદગી ક્યારે પુરી થાય એ કહી શકાય નહીં- તેમ અમારી જ્ઞાતિમાં પુનર્લગ્ન કરવાની મનાઇ છે. જ્ઞાતિના કાયદાનો ભંગ કરનાર "જ્ઞાતિ-બહાર"ની સજાનો ભોગ થાય છે-એટલે ઉગરવાનો આરોજ નથી ! હાય ! વિધાતા ! એમ કહી રાધાએ નિસાસો નાખ્યો.

"એમાં મુંઝાવા જેવું કંઇ નથી. તમારા પતિના મરણ પછી તમારામાં "બાપના કુવામાં બુડી મરનારી" જ્ઞાતિને તિલાંજલી આપી કોઇ સુસંસ્કારી યુવક સાથે "સીવીલ મેરેજ" કરવાની જાહેર હિંમત હોય તો તેમ કરી સુખી થવાની તમારા માટે બારી છે.' રમણે બીજો માર્ગ બતાવ્યો.

"હાય ! પણ એ બધું મારાથી કેવી રીતે બની શકે? પતિનું મરણ કયારે થાય એ કળી શકાય નહીં, પણ ધારો કે દૈવયોગે એમ બને તોપણ મારા જેવી અનાથ અબળાને સંગ્રહવાને કોણ તૈયાર થાય?"

"એ વિષે નિશ્ચિંત રહો! તમારા પતિ સો વર્ષ જીવે એમ હું તો ઇચ્છું છું, પરંતુ કાલાવધિએ જો વિપરિત બની જાય અને એ વખતે આપની ઇચ્છા "સાવીલ-મેરેજ" કરવાની થશે તો હું ઘણો તૈયાર કરી આપીશ. તમારી દુ:ખદ સ્થિતિ જોઈ મને દયા આવે છે. કદાચ આપ મને પસંદ કરશો તો હું પણ મારા બ્રાહ્મણપણાને "બેકબે' ના ખાડામાં પધરાવી તે બાબતમાં ત્યારે જરૂર વિચાર કરીશ."

"મારા પતિના મરણ પછી મારી સાથે "સાવીલ મેરેજ" થી જોડાવાને આપ અત્યારેજ પ્રતિજ્ઞાબદ્ધ થાવ છો?"

"જો એવો વખત આવી લાગશે તો તમોને સુખી કરીને હું ઘણોજ ખુશ થઇશ!"

"બહુ સારૂં! સમય આવ્યે વચન ફેરવશો નહીં. હવે વરસાદ બંધ પડયો છે અને સમય પણ ઘણો થઇ ગયો છે એટલે હું જઇશ. આપે લીધેલ તકલીફ બદલ ઉપકાર માનું છું." એમ કહી રાધા પોતાને ઘેર જવા બહાર નીકળી.

રાધા ગયા પછી પણ તેની મનોહારિણી મૂર્તિ રમણના હૃદયમાં રમી રહી હતી. રાધાનો વહેલો–મોડો પણ સંયોગ થવાની આશાલ્હરીમાં ગરકાવ થતો તે પલંગપર પડયો અને અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યો.

× × × ×

"વોય માડી રે ! રાંડ ભુંડણ રાત્રિ સમયે કોણ જાણે કયાં રઝળવા ગઇ હશે !"

રાધાનો પતિ મુકુંદરાય પલંગ પર પડયો પડયો ઉપર્યુક્ત શબ્દો ઉચ્ચારી રહ્યો હતો ત્યાં રાધાએ ગૃહમાં પ્રવેશ કર્યો અને પ્રવેશતાંજ પડકાર કર્યો "શું છે ? આજે જરા બહાર ગઈ તેમાં બુમાબુમ શું કરવા માંડી છે ? આજે તમારી પધરામણી વહેલી થશે એવી ખબર નહોતી નહીંતર ન જાત !"

"પેટમાં દુઃખાવો ઉપડયો છે એટલેજ વહેલો આવ્યો છું નહીંતર કામકાજ મેલીને વહેલું આવવા કોણ નવરૂં છે ? હવે અત્યારે કયાં ગઇ હતી એ તો કહે ?"

"સાંજે મારી એક બ્હેનપણીએ આવી "ગોલ્ડન કંપની" ની "સોળ વરસની સતિને સાઠ વરસનો પતિ" ની ફીલમ જોવા આવવાનો અતિ આગ્રહ કર્યો એટલે તે જોવા ગઇ હતી !"

"ઠીક. અત્યારે મારે જમવું નથી, એક કપ ચા બનાવી આપ."

રાધાએ ચા બનાવીને પતિદેવના પેટમાં પધરાવી.

× × × ×

બીજે દિવસે મુકુંદરાય ગૃહની બહાર ગયા પછી રાધા પણ બહાર નીકળી અને "ડહાપણ ડીસ્પેન્સરી" ના ડૉકટર "લેભાગુ" ની મુલાકાત લીધી. તેની સાથે કેટલીક વાતચીત કર્યા પછી ડૉકટરે દવાની એક શીશી આપી તે લઇ રાધા ઘેર આવી.

× × × ×

એક દિવસ ચા પીતાં પીતાં મુકુંદરાયે કહ્યું "વ્હાલી, આજે ચા કડવી કેમ લાગે છે?"

"એ તો તમારી તબીયત હાલ નરમ રહે છે એટલે મોઢું બગડેલ હશે! અને તેથીજ એમ લાગતું હશે!"

\+ + + +

રાધાએ દવા નાખીને ચા પાવી શરૂ કર્યા પછી તેના પતિને તેની અસર થવા લાગી, અને આખરે બીછાનાનું શરણુ પણ લીધું. આ પ્રમાણે એક માસ બીછાનું સેવ્યા પછી માંદગીએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું અને એક સાંજે એકાએક તેનો આત્મા આ અસાર સંસાર છોડી

ગયો ! રાધાએ રો કકળ શરૂ કરી ! આડોશી–પાડોશી ભેળાં થયાં. સગા સંબંધીઓએ રાધાના પતિના ચેતનહીન શરીરને સ્મશાને લઇ જઇ સળગાવી દીધું, રાધાના હસ્તપરનો ચુડલો ભાંગી નાખ્યો, કપાળપરનો કુમકુમનો ચાંલ્લો સદાને માટે ભુંસી નાખ્યો અને તેને મસ્તકપર મુંડન કરાવવાની આજ્ઞા કરી. રાધાએ સઘળું કર્યું પણ હિંદુ સમાજના એ છેલ્લા રાક્ષસી રિવાજને તાબે થવાની સ્પષ્ટ શબ્દોમાં ના પાડી. તેણે મુંડન ન કરાવ્યું.

\+ \+ \+ \+

રમણ આરામ ખુરશી પર પડયો પડયો "મોજશોખ" ના દીવાળી અંકને ઉથલાવી રહ્યા હતો ત્યાં કૃષ્ણ વસ્ત્ર પરિધાના એક ખુબસુરત ઓરતે દિવાનખાનામાં દાખલ થઇ કહ્યું "કેમ, રમણચંદ્ર ! કંઇ ઓળખાણ પડે છે ?"

રમણ કેટલોક સમય તો તે ઓરતના મુખ તરફ એકીટસે જોઇ રહયો અને પછી બોલ્યો "ઓહોહો ! કોણ ? રાધાબાઈ !"

'જી હા, હું એજ અભાગણી રાધા !"

"આવો, આવો ! ઘણા દીવસે દર્શન દીધા ?"

"હા ! અવસર આવ્યેજ આપને મળવાનો વિચાર હતો એટલે આવી નહોતી ! કહો, આપણી ચાર માસ

પહેલાંની મુલાકાત સમયના આપના શબ્દો આપને યાદ છે ?"

"બરાબર યાદ છે ! એટલીવારમાં કંઇ ભુલી જાઉં ?"

"ત્યારે એ શબ્દોને સત્ય કરવાને તૈયાર છો ?"

"શું આપના સ્વામીનાથ સ્વર્ગમાં પહોંચી ગયા ?" અને તેજ કારણે આપે કૃષ્ણ વસ્ત્રો ધારણ કરેલા છે ?"

"જી હા, મારા નાથ સ્વર્ગવાસી થયાને આજ દોઢ માસ વીતી પણ ગયો છે ! આપના વચન પ્રમાણે મને આપની સહચરી બનાવી દુઃખ મુક્ત કરો ! અત્યારે આપ સમક્ષ એટલા માટેજ આવી છું !"

"બહુ સારૂં ! આપની એવીજ ઇચ્છા છે તો હું તેમ કરવાને તૈયાર છું !"

+ + + +

રાધાએ સગા સંબંધીઓ અને જ્ઞાતિ સાથેનો સંબંધ છોડી માત્ર એકજ વખત નજરે જોયેલા રમણ સાથે "સીવીલ મેરેજ" ની રૂએ જીવન જોડયું !

ભોળીયા બ્રાહ્મણ બીચારા રમણને શી ખબર કે આ વંઠેલ વાણીઆણીના હાથ ખુનથી રંગાયેલા હશે !

# વિરહ-વેદના.



રાત્રિના બાર વાગ્યાનો સમય હતો. શરદ પૂર્ણિમાના પૂર્ણચંદ્રનો પ્રકાશ ભૂમંડળપર છવાઇ રહ્યો હતો. ઘુવડાદિ સિવાયના સર્વ પક્ષિઓ પોતપોતાના માળાઓમાં ઘોર નિંદ્રામાં પડયા હતા. દિવસના કામકાજથી થાકી ગયેલા માનવીઓ પણ ઘોર નિંદ્રાદેવીને આધિન થઇ આરામ લઇ રહ્યા હતા. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. કવચિત્ કવચિત્ નાના બાળકોનો રૂદનનો સ્વર, નિરાધાર પ્રાણીઓની ભયંકર ચીસો અને શહેર રક્ષણાર્થે રોકાયલા પ્રહરીઓના પગરવથી શાન્તિનો ભંગ પણ થતો હતો.

આવા સમયે એક દ્વાવીંસ વર્ષીય લાવણ્યમયી લલના અગાશીના મધ્ય ભાગમાં આરામ ખુરશીપર લમણે હાથ રાખી ઉદાસીન ચહેરે આડે પડખે પડી હતી. રાત્રીનો સમય હતો. એટલે એક તંગ ચોળી અને શ્વેત સાડી એ

એ વસ્ત્રોજ પહેરેલાં હતા. આજકાલ વિદેશીઓએ અનેક તરેહની બંગડીઓ બનાવી આર્ય રમણીઓને કાચના કકડાની પણ લગની લગાડી ઘેલીતુર બનાવી દઈ પોતાની બલિહારી પોકરાવી છે—એ ઝેકોસ્લૉવેકીયાની બનાવટની તકલાદી પણ સુંદર જણાતી મશીન પૉલીસની કોલન વોટર કલરની બંગડીઓથી કોમળાંગીના કોમળ હસ્ત શોભી રહ્યા હતા—ગોરી ગરદનમાં છેલ્લામાં છેલ્લી ઢબનું સુવર્ણ લૉકીટ લટકી રહ્યું હતું—શશિરશ્મિ તળેજ બેઠેલ સુંદરીની ખુલ્લી ગરદનપર પડેલ સફેદ ચંદની જેવા મોતીની એક સેરની માળા તેણીની સૌંદર્યતામાં ઓર વધારો કરી રહી હતી. પવનની લ્હેરીઓથી સાડીનો કેટલોક ભાગ તેણીના શરીરપરથી સરી પડયો હતો. વૃક્ષસ્થળનો ભાગ ચોળીને તોડી બહાર આવવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો હોય એમ લાગતું હતું. વળી લાંબો કેશકલાપ ખુરશીની બાજુમાં થઇને અગાશીની છાને અડી રહ્યો હતો. ઇંદ્રલોકની અપ્સરાઓને પણ શરમાવે એવું સુંદરીનું સૌંદર્ય હતું. શરદ પુનમની રાત્રિ હોવાથી ચંદ્ર પૂર્ણ પ્રકાશિત હતો. કોમળાંગીના કુદરતી સૌંદર્યમાં શશિકાન્તિનો ઉમેરો થતાં આરામ ખુરશીપર જાણે રૂપનો એક ઢગલોજ પડયો હોય એમ આભાસ થતો હતો. અર્ધ રાત્રી સમયે આ તે કોઇ સ્વર્ગલોક કે ઇંદ્રલોકની અપ્સરા મૃત્યુલોકાવલોકનાર્થે ભૂગર્ભપર ઉતરી આવી હશે કે શું એવો તેણીને પ્રથમવાર જોનારને

એક વખત તો આભાસ થયા વિના રહેજ નહિ ! સર્વાંગ સુંદર સુંદરીનો ચહેરો અત્યારે કંઇ ગ્લાનિયુકત જણાતો હતો અને મુખ ચિન્હોપરથી તેણી અત્યારે કંઇક ગહન વિચારમાં અથવા તો દારૂણ દુઃખમાં હોય એમ સ્પષ્ટ જણાતું હતું. સામે મચ્છરદાનીથી અચ્છાદિત એક નવરંગીત પારણું પડયું હતું. પારણાની અંદર પતિ વિરહે ઝુરતી "વિમળા" નો વિસામો વ્હાલસોયો પુત્ર "નટવર" પોઢેલો હતો. સામેના "Sleeping Room" સુવાના ઓરડામાં ટેબલપર ઝીણો દીવો ટગમગી રહ્યો હતો. વિમળા ખિન્ન હૃદયે નીચે મુજબના દુઃખદ હૃદયોદ્‌ગાર કાઢી રહી હતીઃ—

"શું પ્રાણનાથ આ રંક દાસીને પરદેશ સીધાવ્યા પછી તદ્દન ભૂલી ગયા હશે ? આજ ત્રણ ત્રણ વર્ષ થવા આવ્યા પણ પતિદેવ મારી કે નટવરની સંભાળ લેવા પણ સ્વદેશમાં પાછા નથી આવ્યા ! મોહમયી મુંબઇ નગરીના એટલા બધા તે શું મોહપાશમાં બંધાયા હશે કે મુજ દીનને આટલા લાંબા સમય સુધી પણ દર્શનનો લાભ આપવા નહીં આવ્યા હોય ! વ્હાલી વિમળા ! હૃદયેશ્વરી રંભા ! પ્રાણેશ્વરી પ્રિયતમા ! ચિત્તચોર ચતુરા ! મનોહારિણી મેના ! વિગેરે પ્રેમભર્યાં સંબોધનથી બોલાવી પ્રેમામૃતનું પાન કરાવનાર પ્રાણવલ્લભ શું આ હૃદયવલ્લભાને વિસરી

ગયા હશે ? પતિ વિયોગિની પ્રેમદા પોતાના પ્રાણાધાર વિના કેવી દુઃખી થતી હશે એ વિચારો શું એમના હૃદયમાં નહીં આવતા હોય ? ના, ના, મારો વ્હાલમ્ એવો અરસિક તો નથીજ ! પ્રેમ એ શું ચીજ છે એ વિષેના અઘરા પાઠો પઢીને પ્રિયતમ પૂરેપૂરા પાવરધા થયેલા છે–પ્રેમશાસ્ત્રનો પૂર્ણ અભ્યાસ કરી પ્રેમના પાકા પૂજારી બનેલા છે ! ત્યારે પણ ત્રણ ત્રણ વર્ષ થયાં છતાં શા માટે નહીં આવતા હોય ? કોઇ પરનારીના પ્યારમાં તો પ્રાણનાથ નહીં ફસી પડયા હોય ? અરે ! આ શું ? હું બોલું છું કે બકું છું ? એમ તો કદિ ન બને ! મારા પ્રાણ પ્રિતમનો મને પૂર્ણ ભરૂસો છે–પૂર્ણ ખાત્રી છે ! તેઓ એ પાપને પંથે ભૂલે ચૂકે પણ ચડે એ ન ભૂતો ન ભવિષ્યતિ ! મારા પવિત્ર પ્રાણાધાર માટે મારે આવી ખોટી શંકાઓ શા માટે કરવી જોઇએ ? મારો હૃદયનાથ મને પૂર્ણ ચાહે છે–તે કદિ પર-નારીનો વિચાર સરખો પણ ન કરે ! આવી ખોટી શંકા-ઓને મારા હૃદયમાં સ્થાન આપીને તો હું પાપમાં પડું છું ! મારે એવા વિચાર કદિપણ ન કરવા જોઇએ ! ત્યારે કારણ શું હશે ? ખરેખર ! પુરૂષોના હૃદય પાષાણવત્ હોવાનું કહેવામાં આવે છે એ ખરૂં હોવું જોઇએ, નહીંતર પોતાની પ્રિયાંગનાની સંભાળ શા માટે ન લીએ ? પતિ વિરહે પત્નિ નિશદીન ઝુર્યા કરતી હશે એ જાણતા હોવા છતાં શા માટે મુખ દર્શન કરાવવા જેટલી પણ દયા દિલમાં ન લાવે ?

પ્રાણેશ્વરના પ્રેમાળ પત્રો આવતા તે વાંચીને મારૂં દુઃખી હૃદય કંઇક શાન્ત થતું પણ હાલમાં તો ત્રણ ચાર માસ થયા હૃદયેશ્વરનો પત્ર પણ નથી તેનું કારણ શું હશે? અરેરે! મારા નાથ કંઈ વિપત્તિમાં તો નહીં આવી પડયા હોય? વેપારમાં કંઇ ખોટ તો નહીં ગઇ હોય? અરે! પણ અત્યારે મારૂં મગજજ ઠેકાણે હોય એમ લાગતું નથી; કારણ કે સ્વામીનાથ તો શેરબજારમાં શેર દલાલ શ્યામલાલની ઓફીસમાં નોકરી કરે છે તો નોકરીમાં નુકશાન હોયજ કયાંથી? ત્યારે પત્ર ન આવવાનું કારણ શું હશે? આમાં હું તો કંઇ સમજી શકતી નથી. હવે તો હું બહુ મૂંઝાઉં છું. કામણગારો કામદેવ હવે તો મને બહુ સતાવે છે!

"પતિ વિરહાગ્નિની જ્વાળા,
અરે! મુંજ અંગ બાળે છે;
રતિ હૃદયેશ કામ સદા,
મને અતિશય સતાવે છે!

"હવે તો વ્હાલાનો પત્ર આવે અને પ્રાણ પ્રિતમ પધારી આ પ્રેમઘેલી પ્રિયતમાને ઉગારે તો સારૂં; નહીંતર હવે મારાથી પતિ વિયોગ સહન થઇ શકવો મુશ્કેલ છે—પતિ વિરહ દુઃખે ઝુરી ઝુરીને હું મરી જઇશ!"

પતિ વિષેના ઉપર મુજબ વિચારો કરતી પતિઘેલી પ્રેમદાને નિદ્રાદેવીએ લગભગ બે વાગ્યાને સુમારે પોતાના પંજામાં સપડાવી. સ્વામી વિહોણી સુંદરી સ્વામીની ઝંખના કરતી કરતી આરામ ખુરશીપર નિદ્રાધીન થઇ ગઇ. "મનમાં પરણ્યા અને મનમાં રાંડયા" જેવા વિચારરૂપી ઘોડા દોડાવી -આખરે સુઝ ન પડવાથી-અતિ અકળાએલી-વ્હાલાના વિયોગે દુઃખ ભોગવતી-**વરઘેલી વિમળાને** શાન્તિની સામ્રાજ્ઞી નિદ્રાદેવીએ ટુંક સમયને માટે તો દુઃખ મુક્ત કરી ! ‡

---

‡ **"વરઘેલી વિમળા અથવા પ્રેમની પુતળી"** નામક હવે પછી પ્રકટ થનારા પુસ્તકનું પ્રથમ પ્રકરણ.

**લેખક.**

# પરનારીનો પ્યાર

## અથવા

## યમલોકનું દ્વાર

---

પરનારીનો પ્યાર, સમજોને ખાંડા ધાર;
ન જશો એ માર્ગ લગાર, નહીંતર મળશે યમનું દ્વાર.



"આ હા હા! શું એની કાન્તિ? જાણે પ્રકાશ પૂર્ણ ચંદ્રમાં! શું એની ચટકીલી ચાલ? જાણે ગજગામિની! એની મારકણી આંખ તો જાણે કુરંગવત્સની હરિફાઇ કેમ ન કરી રહી હોય? એના અવયવોનો મરોડ મોટા મોટા મુનીવરોના મનનું પણ આકર્ષણ કર્યા વિના ન જ રહે! ખરેખર, એ લાવણ્યમયી લલનાને બ્રહ્માજીએ નવરે દહાડે ઘડી હોય એમ જણાય છે! પણ

એ રમણી કોણ હશે ? એનો હૃદય-માલીક થવા કોણ ભાગ્યશાળી થયું હશે ? એ મનોહારિણી મૂર્તિએ મારૂં ચિત્ત ચકડોળે ચઢાવ્યું છે. આજ તો નહીં પણ આવતી કાલે એ યૌવન મદમસ્ત માલિની અત્રેથી પાછી ફરે ત્યારે માણસને દુકાન પર બેસાડી એની પાછળ જઈશ અને એ કોણ છે અને કયાં રહે છે તેની બનતી અવશ્ય તપાસ કરી આવીશ !'

એક સ્વરૂપવાન સુંદરીને રસ્તે ચાલી જતી જોતાંજ કામવશ થયેલો એક નવયુવક સ્વતતઃ મનમાં ઉપર મુજબ બોલતો ગાદી તકીએ પડયો હતો. એ યુવક કોણ ?

* * *

મોહમયી નામે અજબ રંગીલી નગરીમાં "હવેલી રોડ" પર ચંપકલાલ નામના એક માલેતુજાર વણિક ગૃહસ્થની ઝવેરાતની દુકાન હતી. સિંહનગર રાજ્યના આ-મંત્રણથી રાજાને ત્યાં લગ્ન પ્રસંગ પર ઝવેરાત લઈને શેઠ બે દિવસ પહેલાં ગયા હતા. શેઠની ગેરહાજરી દરમ્યાન ચિરંજીવી મનસુખલાલ દુકાનનો વહીવટ ચલાવતો હતો.

એક દિવસ સાંજના ચારેક વાગ્યાને સુમારે મનુ દુકાનમાં તકીઆને અઢેલીને કંઈક વિચાર કરતો આરામથી બેઠો હતો. હાથમાં "555" નંબરની સીગારેટ સળગી રહી હતી. ધોબીના ધોયેલાં કડકડતા કપડાં પહેરેલાં હતા.

કાંડે સૂવર્ણનું ઘડીઆળ શોભી રહ્યું હતું. આંગળીએ પ- હેરેલી હીરાની વીંટી અગારા મારી રહી હતી. મનુ દેખાવે ફુટડો અને રૂપાળો તો હતોજ તેમાં માથાનાં વાળનાં અજબ તરેહથી પાડેલા પટીયાં કાન્તિમાં ઓર વધારો કરતા હતા. વિચાર સાગરમાં ડુબેલો મનુ જેમ કોઇ માણસ વિજળીને ઝબકારો થતાં ચમકી ઉઠે તેમ એકદમ ચમક્યો.

મનુ એકદમ કેમ ચમક્યો? ચમકવાનું કારણ શું? એણે એવું તે શું જોયું?

વ્હાલા વાંચક? એ બધું જાણતાં પહેલાં મનો હારિણી મૂર્તિના નયન કટાક્ષથી ઘાયલ થઇને મનમાં સ્વગત: ઉપર મુજબના શબ્દો બોલનાર-ગાદી તકીએ પડેલો નવયુવક કોણ? એ જાણવાની જરૂર છે. એ યુવક બીજો કોઇ નહીં પણ એકદમ ચમકી ઉઠનાર મનુજ હતો.

હવે મનુને એકદમ ચમકી ઉઠવાનું કારણ અને તેણે શું જોયું હશે એ આપ સહેલાઇથી સમજી શકયા હશો.

દુકાન પાસેથી પસાર થયેલી એક સ્વર્ગલોકની સુંદરી સમાન ખુબસુરત ઓરત પર વિષયાંધ મનુની નજર પડતાં એકદમ ચમકી ઉઠી ઉપર મુજબના શબ્દો હજી તો મનમાં બોલી રહ્યા હતો ત્યાં એજ રમણી હવેલીની હવા ખાઇ આવી ત્યાંથીજ પાછી પસાર થઇ. મનુ ઉભો થઇ દુકાનના બારણા પાસે આવી તે મનહર મૂર્તિની પાછળ જોવા

લાગ્યો. હજી મનુની દુકાનથી થોડાં ડગલાંજ આગળ ચાલી હશે ત્યાં તો એ યૌવન મુગ્ધા આગળ વધતી અટકી પડી અને પાછી ફરી મનુનીજ દુકાન પાસે આવી ઉભી. કાચના કબાટમાં મખમલની તરેહવાર પેટીઓમાં ગોઠવેલા તરેહ તરેહ જાતના દાગીના તે જોવા લાગી.

મનુએ ગાદી પર બેસતાં પૂછ્યું:—"એમાંનો કોઇ દાગીનો ખરીદવાની આપની ઇચ્છા છે?"

આ પ્રશ્ન પૂછતી વખતે મનુની છાતીમાં ધબક ધબક ધબકારા થઈ રહ્યા હતા અને આંખો તો ચક્કર વક્કર થઇ રહી હતી. મનુ એ રૂપવંતી રમણીના મુખ સ્વરનો આ-સ્વાદ ચાખવા એટલો અધીરો થઇ ગયો હતો કે પોતાના પ્રશ્નનો તે શું જવાબ આપે છે એ સાંભળવા ઉત્સુક હૃદયે તેની તરફ એકીટશે જોઈ રહયો હતો.

"જી હા, આમાંની એકાદ બે ચીજો મને પસંદ પડી છે અને ખરીદવાનો વિચાર છે પરંતુ હાલ પૈસા સાથે નહીં હોવાથી બીજી કોઇ વખતે આવીશ અને જો તમે માલ લઇને અમારે ઘેર આવી શકો તો વળી મોટો ઉપ-કાર થશે; કારણ કે જો કીંમત વ્યાજબી જણાશે તો નાણાં આપીને માલ તેજ વખતે ખરીદી લઇશું અને તેથી અત્રે બીજી વખત આવવાની અમારી તકલીફ પણ ઓછી થશે!" મનુના ચહેરાપરના હાવભાવનું સંપૂર્ણ અવલોકન કરી તે

## ખલકના ખેલ.



સગાં સંબંધીઓએ ...... રાધાના હસ્તપરનો ચુડલો ભાંગી નાખ્યો.
કપાળપરનો કુમકુમનો ચાંદલો સદાને માટે ભુંસી નાખ્યો. ( પૃષ્ઠ ૩૭ )

ચતુર ચપળાએ મનુ તરફ એક નયન કટાક્ષ ફેંકતાં ઘટતો જવાબ આપ્યો.

એ લલનાની બોલવાની છટા અને રૂપાની ઘંટડી જેવા સુમધુર સ્વરથી મનુ આભોજ બની ગયો.

મનુને તો એટલુંજ જોઇતું હતું. આ તો ભાવતું હતું અને વૈદ્યે બતાવ્યા જેવું થયું. પરમાત્માનો પાડ માનતો મનુ બોલ્યો:-

" વાહ ! એમાં ઉપકાર શાનો ? અમારો વેપારજ એવો છે કે અમારે માલ બતાવવાને ગ્રાહકોને ઘેર જવુંજ જોઇએ ! તમારે ત્યાં માલ લઇને આવવામાં અમોને શું વાંધો હોઇ શકે ? આપના ઘરનું ઠેકાણું આપી જાઓ એટલે તમો કહો તે વખતે જે દાગીનો તમોને પસંદ હોય તે લઇને તમારે ઘેર હું જરૂર આવીશ. માલ તમોને પસંદ પડે અને પરવડે તોજ ખરીદજો. કીમત માટે તમારે બેફીકર રહેવું !"

" જો કે આમાંની બે ત્રણ ચીજો મને પસંદ આવી છે પણ હાલ તો આ માણેકના ઇઅરીંગની એક જોડીજ લઇને આજે રાત્રિનાજ પધારજો. અમો દરિયા કીનારે "ચંદન મહાલ" માં પહેલે માળે છ નંબરની ખોલીમાં રહીએ છીએ." પોતાનું ઠેકાણું આપતાં વખત અને શું માલ લઇ આવવો તે તેણે જણાવ્યું.

"વારૂ, આપ પધારો, હું રાત્રે જરૂર આવીશ." મનુએ ટૂંકેથી પતાવ્યું.

તે રમણીના ગયા બાદ મનુ મલકાતો મનમાં બોલવા લાગ્યો "વાહ પ્રભુ! તેં આજે મારા પર મોટો ઉપકાર કર્યો! હું તેની પાછળ જઇ–રખડી–રવળી તપાસ કરવાનો વિચાર કરતો હતો ત્યાં આપો આપ પત્તો લાગી ગયો અને આજેજ એ ચિન્તચોર ચાતુરીનો મેળાપ થવાનો મોકો અચાનક પ્રાપ્ત થઇ ગયો એ કંઇ મારા ઓછા સદ્ભાગ્ય કહેવાય? પણ અરે! મારા જેવો મૂર્ખ બીજો કોઇ હશે? એનું નામ પૂછતાં તો ભૂલી ગયો! ખેર! કંઇ જરૂર નથી! ૭ નંબરની ખોલી કહી છે એટલે હરકત નહીં આવે!"

મનુની સ્થિતિ અત્યારે અર્ધ દિવાના જેવી હતી. રાત્રિ પડવાને બે ત્રણ કલાક આડા હતા તે તેને બે ત્રણ વર્ષ જેટલા લાંબા જણાવા લાગ્યા. "ક્યારે રાત્રિ પડે અને એ સ્વર્ગની પરીને મળું!" એ એકજ વિચાર તેના દિલમાં ઘોળાયા કરતો હતો. તે એ ખુબસુરત નાજનીનના સૌન્દર્ય પર સાનભાન ખોઇ બેઠો હતો. સાંજ પડી એટલે એરીંગની જોડી સાથે લઇ ઝટ દુકાન વધાવી તે ઘેર જમવા ગયો. ઉદરપૂજા કરીને તે પેલી રમણીને ઘેર જવા બહાર નીકળ્યો.

* * * *

પેલી સુંદરી પણ ઘેર પહોંચ્યા પછી કામકાજ અને રાત્રિ ભોજનથી પરવારી ઝવેરીની રાહ જોતી આનંદમગ્ન

અહેરે આરામ ખુરશી પર પડી પડી નીચે પ્રમાણે ગણ-ગણવા લાગી:—

" શિકાર તો સારો હાથ આવ્યો છે! મારા કાતીલ ઝેરયુક્ત શર સરીખા નયન કટાક્ષ બાણે એ નવયુવકના નાદાન હૃદયને બરાબર વિંધ્યું છે! કમળ બંધ થઇ જશે તો વાયુ વિના મૃત્યુ થશે એમ જાણતાં છતાં સુગંધ ભોગી ભ્રમર જેમ પ્રાણની પરવા કર્યા વિના કમળ-પુષ્પમાં પૂરાઇ જઇ પ્રાણ ખુએ છે તેમ મારા રૂપ પર ઘેલા બની-મારી કપટ જાળમાં ફસાઈ-આજ દિવસ સુધીમાં વિષય વાસનાની ઝાડમાંનાં કીડા પાયમાલ થયા છે અને કંઇકે તો જાન પણ ગુમાવ્યા છે તો પછી આ ભર યુવાવસ્થાએ પહોંચેલા છોકરાનું શું ગજું? બસ! એ માલદાર માનવીને સપાટામાં આવતાં યથેચ્છ લુંટીશ અને જરૂર જણાશે તો તેનું ખુન કરી પરલોકમાં પણ પહોંચાડી દઇશ!"

* * * *

" કેમ! શું થાય છે? આપની મુખ મુદ્રાપરથી તો કોઈ મહારાજયને સર કરી મહારાણી બનવાના વિચારમાં રમતા હો એવું અનુમાન થાય છે!" ઘરમાં એ જોબનવંતી નાર સિવાય બીજું કોઇ જોવામાં નહીં આવતાં-એકાંત જાણી-મનુ ઉપર મુજબ વિવેકહીન રમુજી ભાષામાં ટકોર કરતો ખોલીમાં દાખલ થયો.

વિચાર માળામાં પરોવાયેલી પ્રેમદાને ઉપર્યુક્ત તોછડા શબ્દો કર્ણ સાથે આવી અથડાતાં ચમકીને આરામ ખુરશી પરથી ઉઠી સતિ સાવળીંગા જેવો ડોળ કરી કંઇક કર્કશ અવાજે બોલી:—

"તમે વેપારી છો કે મુવાલી? પરવાનગી મેળવ્યા વિના કોઇના ઘરમાં ઘુસી આવી—ભાષા પર કાબુ રાખ્યા વિના જેમ તેમ બોલી એક અજાણી ઓરતની મશ્કરી કરવી એ શું વેપારીના લક્ષણ છે? માલ દેવા જતાં સર્વ સ્થળે આમજ કરતા હશો નહીં? એ તો ઠીક છે કે ઘરમાં બીજું કોઈ હાજર નથી નહીંતર શું હાલત થાય? બોલવે તો બહુજ શુરા પૂરા જણાવ છો!"

મનુના તો હોસકોસ ઉડી ગયા. વિચાર કર્યા વિના આવેશમાં ને આવેશમાં બોલવાનું ભાન નહીં રહેતાં ભીંત જેવડી મોટી ભુલ થયેલી જણાઇ. તે ભોંઠો પડી ગયો અને નીચું જોઇ ઉભો રહયો. આખરે છાતીપર છીપ્પર રાખી—કંઇક હીમત લાવી નમ્રપણે બોલ્યો:-

"માફ કરો! માનુનિ, માફ કરો! આપની વિચાર-માળાને તોડવાની મારે હાથે ઉતાવળથી થયેલી ભુલ કબુલ કરૂં છું અને તે બદ્દલ માફી ચાહું છું! પરવાનગી વિના ઘરમાં ઘુસી આવવાની ભગીરથ ભુલ પણ વગર આના-કાનીએ સ્વીકારૂં છું અને તેથી હવે આપ કહો તો જેવો આવ્યો છું તેવોને તેવો આ પળેજ પાછો ચાલ્યો જાઉં!"

"ના, ના ! પાછા ચાલ્યા જવાની કંઇ જરૂર નથી ! મેં તમોને તેડાવેલ છે એટલેજ તમે આવ્યા છો ! દ્વારમાં દાખલ થતાં પહેલાં મારી રજા મેળવી હોત તો કંઇ નહોતું; પણ ખેર ! આપના પર મને ગુસ્સો નથી આવતો. તમોને જોયા પછી મારા હૃદયમાં તમારીજ મૂર્તિ બિરાજમાન થઇ હોય એવો મને ભાસ થયા કરે છે અને એજ વિચારમાં હું બેઠી હતી ! આ સોફા પર બેસો ! શરૂઆતમાં મારાથી કંઇ વધારે પડતું બોલાયું હોય તો માઠું લગાડશો નહીં ! હું હમણાં ચા બનાવીને લાવું છું; પછી આપણે સોદો કરીશું !" બાજી બગડી જશે જાણી સુંદરીએ મનુને સીસામાં ઉતારવાની શરૂઆત કરી.

"ચા બનાવવાની તકલીફ લેશો નહીં; કારણ કે ચા કેટલાક લોકોને લાભકારી ભલે જણાતી હોય પણ મને તો એ ઝેર સમાન થઇ પડી છે અને તેથી હવે હું નથી પીતો. ચા એ ભુખને મારી નાખનારી વસ્તુ છે અને જઠરાગ્નિને મંદ પાડે છે; એનો પૂરતો અનુભવ મને થયેલો છે. એક વખત હું એ હિંદના આબાલ વૃધ્ધોની પરમ પૂજય થઇ પડેલી દેવીનો ચુસ્ત ભકત હતો. સવારમાં ગાદલામાં પડયો પડયો માન સહીત એ દેવી ( ચા ) ની પધરામણી ઉદર-મંદિરમાં કરૂં ત્યારે તો બીછાનામાંથી ઉભું થવાય અને આખા દિવસમાં તો કેટલા પ્યાલા ઉદર-કુંડમાં સ્વાહં સ્વાહા થઈ જતા હશે એનો હિસાબજ નહીં !

એ પણ એક વખત હતો અને પૂર્ણ અનુભવને અંતે એ દેવીને રજા દેવી પડી છે અને હવે તો એને દુરથીજ નમસ્કાર કરૂં છું એ પણ વખત છે !"–" ટી–બૉયકૉટ" પર ભાષણ આપવાને જાણે ભાઈ સાહેબની પધરામણી કેમ થઇ ન હોય એમ ચાની ના કહેવામાં સોફા પર જગ્યા લેતાં મનુભાઇએ લાંબુ લચક લેકચર કરી નાખ્યું.

"વારૂ, જ્યારે ચા નથી પીતા ત્યારે આપના વાસ્તે દુધ લાવું છું. અમોને તો એ ચુડેલનો વળગાડ એવો વળગ્યો છે કે જ્યાં સુધી એનું નામ નિશાન નાબુદ નહીં થાય ત્યાં સુધી ખુદ પરમાત્મા પણ અમોને એ વળગાડ-માંથી મુકત કરવા ધારે તો તે પણ અસમર્થજ નીવડવા સંભવ ખરો !" ચા દેવીના હળાહળ ભકતાણીએ ચાનો મેલડી માતા જેવો વળગાડ વર્ણવ્યો.

"એટલી બધી તકલીફ ઉઠાવવાની કંઇ જરૂર નથી !" મનુએ વાત ટુંકી કરવાના ઈરાદાથી લાંબુ લેકચર બંધ કરી વિનયદર્શક બે શબ્દોમાંજ હવે પતાવી ગર્ભિત રીતે દુધની અનુમતિ આપી.

દુધ તૈયાર થતાં એ કોમળાંગીના કોમળ કરે દુધનો કપ મનુના હાથમાં આપ્યો. બદામ, પિસ્તા, એલચી, કેશર વિગેરે મસાલાવાળું કઢેલું દુધ પીતાં મનુનું કલેજું ઠગી ગયું ! તેને આજ પોતાનું જીવન સાફલ્ય થયેલું જણાયું !

મૃગલોચનીના મૃદુહસ્તે બનાવેલું પાનનું બીડું સ્વીકારી ઉપકાર માન્યો. બન્નેએ દુધ–ચા અને મુખવાસને ઇન્સાફ આપ્યા પછી મનુએ ખીસ્સામાંથી એરીંગની નાજુક ડબી કાઢી કંઈક સ્મિતવદને કહ્યું:—

"હયો, જુઓ! આ આપે મંગાવેલ એરીંગની જોડી! પસંદ હોય તો પછી કીંમત નક્કી કરીએ!" એમ કહેતાં એરીંગની જોડી એ મદભરી માનુનિના કર કમળમાં મૂકી.

"એ તો મને પસંદ પડેલ છે ત્યારેજ મંગાવેલ છે. માટે હવે તો કીમ્મતજ નક્કી કરો!"

"એ તો ઠીક, પણ તમારા ઘરમાં તમારા સિવાય બીજું કોઇ કેમ દેખાતું નથી? તમારા પતિ કયારે આવશે? આપને એરીંગ પસંદ છે તો રાખી લીઓ. થોડા વખતમાં તેઓ આવે તો ભલે નહીંતર આવતી કાલે દુકાને મોકલજો એટલે અમો કીંમત સમજી લઇશું." ઘરમાં કોણ છે–કોણ નથી એ જાણવાના હેતુથી મનુએ ધીમેથી વાત મૂકી.

"મારા સૌભાગ્યના સંગાર થોડા દિવસ પહેલાં સ્વર્ગમાં સીધાવ્યા છે! ઘરમાં બીજું કોઇ છે નહીં! કીંમત મારેજ સમજવાની છે માટે અત્યારેજ નક્કી કરી નાખો!" રમણીએ દુઃખાયેલા હૃદય જેવા હાવભાવથી કહ્યું.

"વારૂ, ત્યારે તો ગૃહકાર્ય અને કંઇ ખરીદવાનું હોય તેમાં તમારા સ્નેહી-સંબંધીની સલાહ-સહાયતા તમારે લેવી ઘટે. એ તો બધું ઠીક, પરંતુ અત્યાર સુધી હું આપનું શુભ નામ જાણવાને ભાગ્યશાળી થયો નથી અને મેં નામ પણ નહીં પૂછવાની ભુલ પણ કરી છે એમ હવે મને જણાય છે તો આપને કંઇ હરકત ન હોય તો આપનું નામ જણાવવા કૃપા કરશો !" મનુએ નવીન મુદ્રા સાથે નામ જાણવાની જીજ્ઞાસા દર્શાવી.

"મારે કોઇ નજદીકના સગા-સંબંધી છે નહીં અને કોઇ છે તે મારે કામ આવે એવા નથી ! વાત વાતમાં વ્હાલાઓજ વેરી થઇ બેસે છે એ આપ જાણતા હશો ! કોઇ શુદ્ધ (!) હૃદયનો સ્નેહીજન મળી આવશે તો ઠીક છે નહીંતર એકલી-અટુલી દુઃખે દિવસો નિર્ગમન કરીશ ! આજે બપોરે મેં આપને જોયા છે ત્યારથી મારૂં ચિત્ત આપનામાં ચોંટયું છે ! મુજ અનાથને આપ સહાયભુત થશો તો આપનો ઉપકાર માનીશ ! હું ધારૂં છુ કે આપનું દરિયાવ દિલ મારી માગણીનો સ્વીકાર કરવામાં કંજુસ તો નહીંજ બને ! મારૂં નામ વેલાંબાઇ છે." મનુને લટ્ટુ બનાવવા શબ્દજાળ પાથરી એક ભગ્નહૃદયા રમણી જેવો ડોળ કરી તેણે પોતાનું નામ જણાવતાં અશ્રુભરી આંખે ઓરો માર્યો.

વ્હાલા વાંચક ! હવે આપણે પણ એ રમણીને "વેલાં" ના નામથીજ સંબોધીશું.

મનુને તો એટલુંજ જોઇતું હતું. વેલાંની માગણીનો તે સ્વીકાર કરવા જતો હતો પણ વેલાંના નયન કટાક્ષનું કારમું બાણ લાગતાં તેનું હૃદય ઘાયલ થયું હોવાથી કામદેવની પીડાએ મૂર્છિત બનતાં ભાંગ્યા તૂટયા શબ્દો તેના મુખમાંથી બહાર આવ્યા "વે.........લાં.........તા............રૂં..........રૂપ..........ક..............રે..........કઇક...... ..ને.............ઘે............લાં."

"આ ખાનદાનનો નબીરો મારા રૂપ પર ઘેલો બન્યો છે. તે બેશુદ્ધ બન્યો છે એ કોઇ જાણશે તો વળી નવીન પીડા જાગશે." એવી બીકે વેલાંએ ઝટપટ ખોલીનું બારણું બંધ કરી દીધું અને એક ગાદલું બીછાવી તે પર મનુને સુવડાવી તેનું માથું પોતાના ખોળામાં રાખી તે એક હાથે માથું દાબવા અને બીજા હાથે પંખાવતી પવન નાખવા લાગી. પવનના પ્રભાવે મનુ શુધ્ધિમાં આવવા લાગ્યો અને પોતાના કપાળ પર વેલાંનો કોમળ કર ફરી રહ્યા છે જાણી તે બોલ્યો "વેલાં ! તું આટલી બધી તકલીફ ન લે ! તારા કોમળ કરનો સ્પર્શ મારા કપાળે થતાં આજે હું મને પરમ ભાગ્યશાળી થયેલો સમજું છું ! હું આનો બદલો કેવી રીતે વાળી શકીશ ? વેલાં ! તારી

માગણી હું કબુલ રાખું છું ! હું જરૂર તારો સહાયક બનીશ !"

"વ્હાલા ! હું મારી ફરજથી વિશેષ કંઇ નથી કરતી ! આપ શાંત થાવ !" સમયસૂચક વેલાં છેલ્લે પાટલે બેસી ગઈ.

"વ્હાલા" શબ્દે મનુને ચક્રમ બનાવી દીધો. તે બેઠો થયો અને બોલ્યો "વેલાં ! તું મને "વ્હાલા" શબ્દથી શા માટે સંબોધે છે ? એ શબ્દ આજને માટેજ છે કે સદાને માટે ? જો સદાને માટે એ શબ્દ સંબોધી મને વ્હાલો કરવા માગતી હો તો વેલાં ! જરૂર જાણજે કે આ મનસુખ પણ સદાને માટે તારોજ છે ! પણ વેલાં ! તું મને "વ્હાલો" કહે ત્યારે તને "વ્હાલી" કહેવાનો મને હક ખરો કે નહીં ?"

"જરૂર ! વ્હાલા મનસુખ ! "વ્હાલી" કહેવાનો હક તમને શા માટે નહીં ? પણ આ દાસીને સદાને માટે વ્હાલીજ રાખવા કૃપા કરશો !" વેલાંએ "વ્હાલી" કહેવાની સદર પરવાનગી આપતાં મનુંને રાજી કર્યો.

"વારૂ, વ્હાલી ! આજે તો મોડું થયું છે એટલે હવે હું જઇશ. અને આવતી કાલે આવીશ. એરીંગ તારી પાસે ભલે રહ્યાં, એ તને ભેટ !" મનુએ જતાં જતાં કહયું.

પણ પાછળથી "ઉભા રહો !" એ શબ્દો સાંભળવામાં આવતાં ઉભો રહ્યો, વેલાં તેની પાસે ગઇ અને તેને વળગી પડી એટલે મનુએ વેલાંના ગુલાબી ગાલપર ચુંબનનો વરસાદ વરસાવ્યો.

વેલાં જુદી પડતાં બોલીઃ "લ્યો ! આ તો ભેટ આપીને જરાએ વાર નહીં રહેતાં સામી પણ વગર આપી ભેટ તમોએ લઇ લીધી ! જો એમજ કરવું હોતું તો ભેટ નહોતી આપવી !"

"અરે વાહ ! આ તો "ચોર કોટવાળને દંડે" એવું તું કરે છે ! આજની ખુશાલીમાં મેં તને ભેટ આપી એટલે તારે પણ મને કંઇક ભેટ આપવી જોઇએ; પણ હું તો જતો હતો ત્યાં તેં મને ઉભો રાખી બાથમાં લીધો એટલે આજની ખુશાલીની તારી પાસે મારી બાકી લેણી રહી જતી ભેટના બોજામાંથી તને મુકત કરવાના ઈરાદાથી મેં મને મનપસંદ ભેટ લઇ લીધી એમાં ખોટું શું કર્યું ?" મનુએ રૂઆબમાં જવાબ આપતાં જવાની રજા માંગી.

"વ્હાલા મનસુખ ! આવતી કાલે જરૂર આવજો હો ! આપનું નામ મન-સુખ છે તો મને પણ મન-સુખી બનાવજો !" વેલાંએ રજા આપતાં કહયું.

"જરૂર આવીશ !" એમ કહી મનુ ચાલતો થયો.

* * * *

બીજે દિવસે મનુએ દુકાને જઇ પોતાના પ્રાઇવેટ ખીસ્સા ખર્ચના પૈસામાંથી એરીંગની કીંમત જેટલા રૂપીઆ દુકાનની કેશ બોકસમાં નાખી દીધા. મનુનું ચિત હવે વેપારમાં બીલકુલ પરોવાતું નહોતું. વેલાંની વાગ્જાળમાં તે બરોબર ફસાયો હતો. તે પોતાને નંદનવનવાસીઓથી પણ વિશેષ સુખી માનવા લાગ્યો હતો. તે આખો દિવસ વેલાંના નામનીજ માળા જપતો હતો. આજે પણ તે વેલાં પાસે રાત્રે ગયો.

* * * *

વેલાં અને મનુનો પ્રેમ સંબંધ જોડાયાને ત્રીજે દહાડે સિંહનગરથી ચંપકલાલ શેઠ આવી ગયા, પિતાશ્રીના આગમનથી મનુ વિશેષ છુટો થયો. હવે તો તે કવચિત કવચિત વેલાંને ઘેર દિવસે પણ જવા લાગ્યો. આ પ્રમાણે વેલાં અને મનુએ થોડા દિવસ અમનચમનમાં નિર્વિઘ્ને પસાર કર્યા. દરમ્યાન વેલાંએ મનુને લુંટી શકાય તેટલો લુંટયો. મનુ ભોળો પણ કામાંધ હતો. વેલાંને રાજી રાખવા તે જે કંઈ માગતી તે તે વગર આનાકાનીએ આપતો હતો.

વેલાં એક દુષ્ટ સ્રી હતી. તેનું હૃદય રાક્ષસી હતું. તેણે આજ દિવસ સુધીમાં ઘણાઓને પરલોકમાં મોકલી આપ્યા હતા. મનુના હાથમાંની હીરાની વીંટીની માંગણી તેણે બે ચાર વખત કરી હતી; પણ તે કીંમતી હોવાથી મનુએ આપી નહોતી. આજે એ નરઘાતકી નારીની

દાનત બગડી હતી. મનુ રાત્રે આવે ત્યારે આજે પણ વીંટીની માંગણીનો અસ્વીકાર કરે તો તે બિચારા મનુનું ખુન કરી એ વીંટી મેળવવાનો એ પિશાચિની વેલાંએ દૃઢ સંકલ્પ કરી રાખ્યો હતો.

* * * *

આજની અર્ધ રાત્રી વેલાંને ત્યાં આનંદમાં ગાળવાની ઇચ્છાથી "આજે હું નાટક જોવા જવાનો છું તેથી બે વાગ્યે આવીશ." એમ પોતાને ઘેર કહીને મનુ વેલાંને ત્યાં આવ્યો. કલાક બે કલાક વાતચીત અને રમત ગમ્મતમાં ગાળ્યા બાદ વેલાંએ મનુ પાસે વીંટીની માંગણી કરી એટલે મનુએ કહ્યું:—

"વ્હાલી, આજ દિવસ સુધીમાં મેં તને વીંટી સિવાય કોઇપણ ચીજની ના પાડી નથી. મારી આ વીંટીની તેં બે ત્રણ વખત માંગણી કરી છે અને તે આપવાની મેં તને સ્પષ્ટ ના પાડી છે તો પણ તું ફરીથી એની એ માંગણી કરે છે; પરંતુ લાચાર છું કે એ વીંટી હું આપી શકીશ નહીં, કારણ કે તે બહુજ કીંમતી છે–તેની કીંમત છ હજાર રૂપીઆ છે અને મારા પિતાશ્રી દરરોજ સાંજ સવાર તેની મારા હાથમાં તપાસ કરે છે. માટે એ વીંટીની વાત તો મૂકીજ દે!"

મનુ વીંટી કોઇપણ ઉપાયે આપશે નહીં એમ જાણી વેલાં છણકો કરીને બોલી "ઠીક એ તો અમારા જેવી

ભોળા દિલની ભામિનીઓજ હૈયા ફુટી હોય છે કે તમારા જેવા પુરૂષોના ભમાવ્યાથી ભમી જઈ પવિત્ર શિયળમાં પૂળો મૂકીએ છીએ! વીંટી નજ આપો તો ખેર! તમારી પાસે અમારૂં જોર તો થોડુંજ ચાલે તેમ છે!"

વેલાંના શબ્દો મનુના હૃદયમાં તિક્ષણ તિર સમાન ભોંકાયા પણ તેનો કંઇ ઉપાય ન્હોતો–તે વીંટી આપી શકે એમ હતોજ નહીં.

આખરે બંને જણ બાર વાગ્યાને સુમારે એક પલ-ગપર સુઇ ગયા. મનુને ઘસઘસાટ ઉંઘ આવી ગઇ. તેને ભર નિંદ્રામાં જોઇ વેલાં પલંગપરથી નીચે ઉતરી ને તેની સામે ટગર ટગર જોતી ઉભી, અત્યારે વેલાંનો ચ્હેરો ભયં-કર દીસતો હતો. તેણે ચંડીકા સ્વરૂપ ધારણ કર્યું હતું! કેટલોક સમય મનુની સામે જોઇ રહ્યા પછી તે ચાંડાલિની મનમાં બબડવા લાગી: "બસ! ખુન! યમસદનમાં પહોંચા-ડયા વિના છુટકો નથી! આ કરપીણ કરે અનેકના જીવ લીધા છે તો સાથે આ એક વધારે! હવે શા માટે વિલંબ કરવો જોઇએ? વળી કોઇ બીજા ભોળા દિલના છેલ બટાઉને મારી ઇંદ્રજાળમાં ફસાવી લઇશ!"

આહાહા! પિશાચ હૃદયની રમણીઓ કરપીણમાં કરપીણ કૃત્યો કરતાં પણ શું જરાએ નહીં ડરતી હોય? વેલાં જેવી ભયંકર સ્ત્રીઓ રમણી કહેવાય કે રાક્ષસિ?

વેલાંએ તુરતજ કબાટમાંથી કાચની બે શીશીઓ કાઢી. તેમાંની એક બેશુદ્ધિની દવાની અને બીજી કાતીલ ઝેરની હતી. પ્રથમ બેશુદ્ધિની દવા સુંઘાડી મનુના મોઢામાં નર હત્યારી વેલાંએ થોડું ઝેર રેડી દીધું !

બસ, થયું ! અફસોસ ! નીચ નારીના ફંદામાં ફસાયેલા ભોળા દિલના મનુનો જીવ આ ફાની દુનિયા છોડી ગયો ! પરનારીના પ્યારમાં પડેલા મનુનું વગર મોતે મોત થયું ! તેનો આત્મા પરમાત્માના ધામમાં પહોંચી ગયો.

" અરે ! જો લાશને અત્યારેજ જલ્દી ઠેકાણે નહીં પાડું તો સવારે મારે મુશ્કેલીમાં આવી પડવું પડશે !" વિક્રાળ દિલની વેલાંને લાશ ઠેકાણે પાડવાની ચિંતા થવા લાગી. તે કાળમુખીને હાથે આજ સુધીમાં ઘણા ખુન થઈ ગયા હતા, એટલે તેણે તુરત લાશને ઠેકાણે પાડવાની તજવીજ કરવા માંડી. મનુના હાથમાંથી તેણે વીંટી કાઢી લીધી–કોટ, ખમીશ, જાકીટનાં સૂવર્ણના બટન તથા ખીસ્સામાં જે કંઇ હતું તે કાઢી લઇ, કપડાં પર ગ્યાસલેટ તેલ છાંટી તેજ વખતે ખાળે સળગાવી દીધા. રસ્તાપરથી એક મોટો પત્થર લઇ મનુની લાશ સાથે દોરડા વતી મજબુતીથી બાંધ્યો. આ વખતે રાત્રીના બે વાગ્યાનો સુમાર હતો. અંધારી રાત હતી. તેણે બારીમાંથી ડોકું બહાર કાઢી લાંબે સુધી ચોતરફ નજર ફેરવી તો સૂનકાર જણાયું.

બંગલામાં કોઇ જાગતું નહોતું. બંગલાનો રખેવાળ પણ ભર નિદ્રામાં હતો. બંગલાના મુખ્ય દ્વારના તાળાને લાગુ થાય એવી એક ચાવી વેલાં પાસે હંમેશા તૈયારજ રહેતી અને પત્થર લેવા જતી વખતે રખેવાળને અલ્પ પ્રમાણમાં બેશુદ્ધિની દવા સુંઘાડી બેભાન કરી દીધો હતો એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. લાશને પહેલે માળેથી નીચે ઉતારી જઇ-બંગલાનું મુખ્ય દ્વાર આસ્તેથી ઉઘાડી તે બહાર નીકળી ગઇ. "ચંદન મહાલ" ની સામેજ દરિયો હતો. દરિયો અત્યારે ઘુઘવાયા કરતો હતો. વેલાંએ દરિયા કિનારે જઇ લાશને તેમાં પધરાવી દીધી. પત્થર બાંધેલો હતો એટલે લાશ તળીએ બેસી ગઇ. મનુ દરિયાના પેટમાં સદાને માટે સમાય ગયો સૂઈ ગયો! લાશને દરિયાના મોજાં કઇ બાજુ ઘસડી ગયાં હશે એ પરમાત્મા જાણે! વેલાં તુરત પાછી ફરી: બંગલાનું મુખ્ય દ્વાર જેમનું તેમ બંધ કરી પોતાની ઓરડીમાં જઇ પલંગ પર તે નિરાંતે સૂઇ ગઇ!

વિષયાંદ્ધ બની-પરનારીના પ્યારમાં પડનારાઓ માટે આ અંતિમ અંજામ!

* * * *

સવાર સુધી મનુ ઘેર નહીં આવવાથી તેના માબાપને ચિંતા થવા લાગી. તપાસ માટે ચોતરફ માણુસો દોડાવ્યા -પોલીસને ખબર આપી, પરંતુ સાંજ સુધી કંઇ પત્તો ન

લાગ્યો ! પ-તો ક્યાંથી લાગે ? મનુ આ દુનિયામાં હોય તો પ-તો લાગે ને ? તેણે તો એક નીચ નારીનો ભોગ થઈ પડી સમુદ્રને તળીએ શાશ્વત શાન્તિ મેળવી હતી ! બે દિવસ સુધી કંઇ પ-તો નહીં લાગતાં તેના માબાપ રડી-કુટીને બેસી રહ્યા ! કોઇ તેની પાછળ ગયું નહીં ! મનુને વેલાંનો વળગાડ હતો અને તેને ત્યાં તે જતો હતો એ કોઇના પણ જાણવામાં નહોતું. મહીનાઓ સુધી પોલીસ મારફત તપાસ ચાલુ રખાવી-હજારો રૂપીયાનો ખર્ચ કર્યો, પણ પ-તો નહીંજ લાગવાથી આખરે તપાસ બંધ કરાવી.

* * * *

પરનારીનો પ્યાર પાયમાલીનું મૂળ છે ! અનેક ભોળા હૃદયના કામાંધ કુતરાઓ વેલાં જેવા શયતાનજાદીઓના સાણસામાં સપડાઇ પાયમાલ-નાશ થયા છે—થાય છે !

---

# આજના જોગી.

## અથવા

# કજીયાના ભોગી

અહંકારના અવતાર લંકાધિપતિ રાવણના મૃત્યુ પછી અહંકારનો જંગી ઢગલો બ્રહ્માજીના મુખ સન્મુખ આવી પડતાં તેઓને ચિંતા થવા લાગી કે "હવે આનું કરવું શું?" આખરે તેનો ઉપયોગ કરી શકે એવા મૃત્યુ લોકવાસીઓમાં જરા જરા તેને મોકલી આપ્યો. છેવટ એક નાનો વિભાગ રહ્યો તેના ઝાઝા વિભાગ નહીં કરતાં બેજ વિભાગ કર્યા. તેમાંનો એક વિભાગ અજવાસઘાટ નિવાસી સ્વાર્થ સાધકાનંદ નામના જીવનયોગીમાં હડસેલી લીધો અને બીજો વિભાગ તેનાજ એક ચેલા કીર્તિલોભદાસમાં હોમી દીધો.

આ ગુરૂ અને ચેલા વચ્ચે પ્રથમ સંતોષ હતો પણ અહંકારના આવિર્ભાવ પછી મતભેદના મંડાણ થયા. ગુરૂના ગર્વિષ્ટપણાએ ચેલાને ગભરાવી મૂકયો પણ ચેલો ગુરૂથી ખાધો જાય એવો કાચો પોચો નહોતો.

એક વખત ગુરૂએ ચેલાને અષ્ટમ્ પષ્ટમ્ સમજાવી કોઇ એક બાબતમાં દગો દીધો. જ્યારે ચેલાને સમજાયું કે "ગુરૂજીએ વિશ્વાસઘાતી બની મારૂં નામ બદનામ કર્યું છે" ત્યારે ગુરૂજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી તેનો સંગ છોડી દીધો. કીર્તિલોભદાસે ત્યારબાદ ચિલ્લીવાસ ઘાટમાં અડ્ડો જમાવ્યો.

*　　　*　　　*　　　*

સ્વાર્થસાધકાનંદને નિડરાનંદ નામનો એક બીજો ચેલો હતો. આ ચેલાને પણ સંકટના સમુદ્રમાં ફેંકી દેવા શયતાનના સરદાર સરીખા ગુરૂએ બાજી રચી પણ નિડરાનંદ સમયાસર ચેતી જઈ-ગુરૂના પિશાચી પંજામાં નહીં ફસાતાં આબાદ છટકી ગયો અને તેણે ગર્વિષ્ટ ગુરૂના ગર્વનું ખંડન કરવા સામો મોરચો માંડયો.

*　　　*　　　*

ગુરૂજીની સાથે કીર્તિલોભમાં પણ અહંકારનો અવિર્ભાવ થયો હોવાથી ચિલ્લીવાસમાં અડ્ડો જમાવ્યા પછી ગુરૂજીને પોતાનો હાથ બતાવવાની તેના હૃદયમાં નિરંતર તાલાવેલી થતી; પણ એકલાથી કંઇ થઇ શકતું ન્હોતું.

કેટલાક સમય પછી ગર્વિષ્ટ ગુરૂના પાપી પંજામાંથી મુક્ત થયેલા કીર્તિલોભ અને નિડરાનંદની અકસ્માત્ મુલાકાત થઇ ગઇ.

દુઃખ દરીયામાંથી બહાર આવી ગુરૂજીના ગર્વના ભૂક્કા કરવા માટે સામો મોરચો માંડયો હોવાની વાત નિડરાનંદને મુખેથી સાંભળતાં કીર્તિલોભના આનંદનો પાર ન રહ્યો. "નિડરાનંદની સ્હાયથી હવે ગુરૂજીને હાથ બતાવવાની ઇચ્છા પરિપૂર્ણ થશે." એમ કીર્તિલોભને ખાત્રી થઇ. બન્ને સહયોગી ચેલાઓએ હવે એકત્ર બળથી ગુરૂને હંફાવવાનો દ્રઢ નિશ્ચય કર્યો.

નિડરાનંદ અને કીર્તિલોભનું જોડાણ થયાના સમાચાર ગુપ્તચરદ્વારા સાંભળી ગુરૂજીની ગર્વિ લંગોટી ઢીલી થઇ ગઇ. એકલા નિડરાનંદેજ ગુરૂજીને મચક ખવરાવી તેની આંખ ઉઘાડી હતી, પણ હવે તો બન્નેનું બળ એકત્ર થયેલું જાણી પોતાના પૂરા બાર વાગવાની ગભરામણ ગુરૂજીના પેટમાં પડી.

હવે શું કરવું ? તેનો ગુરૂજી નિરંતર વિચાર કરતા હતા. એક દિવસ ગુરૂજી અને કીર્તિલોભનો અકસ્માત્ એક સ્થળે ભેટો થઇ ગયો. એ સમયે ગુરૂ અને ચેલા વચ્ચે થએલો સંવાદ નીચે મુજબઃ—

ગુરૂ—(નરમાશથી) બેટા કીર્તિલોભ, હું કોણ ? તારો ગુરૂ ! બચ્ચા, ગુરૂઘાતકી ન થા ! મારો શત્રુ થઇ બેઠેલા નુગરા—નીચ નિડરનો તારે સંગ ન કરવો જોઇએ !

ચેલો—(બેપરીકરાઇથી) ગુરૂજી, કદિ નહીં! શિષ્યને દગો દેનારા કદિ ગુરૂ હોઇ શકતા નથી—રહી શકતા નથી! તમે મને તેમજ નિડરને—બન્ને—દગો દીધો છે! મારા સમજવા પ્રમાણે તો નિડર નીચ નહીં પણ આપજ નીચતાના અવતાર છો! હું તેનો સંગ કદિપણ નહીં છોડી શકું!

ગુરૂ—(આસ્તેથી) બચ્ચા, એવું ન સમજ! થવાનું હતું તે થઇ ગયું. હવે તું તેનો સંગ છોડી પાછો મારી સેવામાં હાજર થા. ગુરૂ સામે થનારને મહાપાતક લાગે છે, માટે સમજી જા!

ચેલે—(કડકાઇથી) હું આપનું કથન બીલકુલ કબુલ કરી શકતો નથી! તમે જુઠ્ઠો માર્ગ ગ્રહણ કર્યો તો નિડરે સત્ય માર્ગ ગ્રહણ કરેલ છે—હું સદા સત્યનો સાથી થવાનુંજ ઇચ્છું છું. આપની સામે થવામાં હું પાપ જેવું કંઇ માનતો નથી કારણ કે—"જેવા સામે તેવા થવું" એ જગત-માન્ય નિયમ છે!

ગુરૂ—(જરા દમ સાથે) બેટા, દુરાચારી ન થા! હું મોટો ધર્મધુરંધર છું! મારૂં કહેવું માની જા, નહીંતર નિડરની સાથે તારે પણ હેરાન—પરેશાન થવું પડશે!

ચેલો—(નિડરપણે) બસ કરો! ગુરૂજી, આપની નિર્માલ્ય ધમકીથી હું ડરી જવાનો નથી—સત્યનો સંગાથી

થતાં કદિ હેરાન થવું પડે તો તેની મને પરવા નથી !

ગુરૂ—(ધ્રુરકીને) અરે ! ઓ ગુરૂની આજ્ઞા ઉલ્લંઘ-નાર નીચ કીર્તિલોભ ! ધ્યાન રાખજે ! હું કોણ છું ? મારી સામે થનારનો હું કાળ છું !

ચેલો—(રમુજથી) ગુરૂજી, તમે કાળ છો તો ભલે રહ્યા ! ધર્મને નામે ધતિંગ ચલાવનારા ધર્મધુરંધરો આજ-કાલ કાળ સ્વરૂપજ છે !—

આપ કાળ હો તો કાળ રૂપે થાય તે કરશો સહી,
અમ બાળથી તમ કાળનો નિશ્ચે જશે ગર્વ ગળી !

ગુરૂ—(ગભરાઇને) ચાલ્યો જા ! શયતાન, મારી સામે-થી સત્વર ચાલ્યો જા ! સમય આવ્યે હું તમો બન્ને નાદાનોને બતાવીશ કે કેટલી વિશે સો થાય છે !

ચેલો—(નિર્ભય પણે) અહંકારના ઘર ખાલી છે ! અને ગુરૂજી, આપ ભણ્યા છો પણ ગણ્યા છો કે નહીં ? ગણ્યા હો તો કહો જોઇએ, પરમાત્માનું મોટામાં મોટું નામ શું ?

ગુરૂ—(ચીડાઇને) હવે ચાલતો થા ચાલતો ! પરમાત્મા બરમાત્માને ઓળખે છે કોણ? એ તો બધા કહેવાના-અને અમારે દુનીયાને ઠગવાના ! તું ગણ્યો હો તો તુંજ કહી દેને ?

ચેલો—હું ગણ્યો હોઉં કે ન હોઉં પણ પરમાત્માનુ મોટામાં મોટું નામ “ગર્વ ગંજન” છે એ તો ખાત્રી

પુર્વક કહી શકું છું હું તો આ ચાલ્યો, પણ ગુરૂજી,—

પાંચ વીસે થાય સો એ ભણી બેઠા છે ચેલા આપના,
ધ્યાન રાખી બતાવજો રખે બાર વાગી ન જાએ આપના!

ગુરૂ—(છંછેડાઈને) બસ !—

બંધ કર લવારી ચેલકા ગુરૂદ્રોહી તું નાદાન છે,
નિશ્ચે સમજજે લોભીયા(કીર્તિના)(કે)મોત તારૂ આવ્યું છે!

ચેલો—(જતાં જતાં નિશ્ચિંત પણે)—

સત્યના સાથી સદા શ્રી રામ નિશ્ચે થાય છે,
પાપીઓનો નાશ પલમાં એ થકી થઇ જાય છે!

કીર્તિલોભ ગયા પછી ગુરૂજી પણ રસ્તે પડયા. સ્થાનકે પહોંચ્યા બાદ વિચાર સાગરમાં ડુબી ગયા! "હું તેઓનો કાળ નહીં પણ તેઓ મારા કાળ હોય એમ મને સ્પષ્ટ જણાય છે! તેઓ બંન્ને જરૂર મને ધોકો દેશે!"

કીર્તિલોભ પણ રસ્તે ચાલતાં વિચારતો હતો કે "ગુરૂજીને આજ વચન પ્રસાદી સારી જમાડી છે! મને દગો દીધો છે તેનો કંઇક બદલો વળ્યો છે! આજે હું આટલું બોલી શકયો એ નિડરના જોર અને સહવાસનુંજ પરિણામ છે! મારે તેનો આભાર માનવો જોઇએ! હવે ગુરૂજીની ધમકીની વાત નિડરને કહીશ અને પછી બંને

મળીને ગુરૂનો ગર્વના ભુક્કો કરવા પ્રયત્ન કરશું ! એ રીતે આપણો બદલો તો વળી જશે !"

*　　*　　*　　*

કીર્તિલોભ અને નિડરે ગુરૂનો ગર્વ ઉતારવા ભગીરથ પ્રયત્નો આદરી દીધા. બન્નેએ સત્ય માર્ગને વળગી રહી ગુરૂજીના અસત્ય માર્ગોમાં અનેક ખલેલો પહોંચાડી આખરે તેઓના ગર્વનું ખંડન કરી તેઓને ગુફાવાસી બનાવી દીધા !

એ તો સત્યજ કહ્યું છે કેઃ—

અતિ રૂપવતી સીતા, અતિ ગર્વેન રાવણઃ !

અતિ દાને બળીરાજા, અતિ સર્વત્ર વર્જયેત્ !!

(પાછળથી ગુરૂજીની સોનેરી જાળમાં ફરી ફસાઈ—વિશ્વાસઘાતી બની પોતાનાજ મદદગાર નિડરાનંદને દગાથી દબાવવા—અરે ! નિડરને હતો નહોતો કરવા સુધીના અનેક પ્રકારના કાવા દાવા કરી હેરાન—પરેશાન કરવા કીર્તિભુખ્યા કીર્તિલોભદાસે પોતાના પગ નીચે બળતું નહીં જોતાં કરેલી ધમપછાડ અને ડર એ શું ચીજ છે તેને જરા પણ નહીં ઓળખતા નિડરાનંદે એ સઘળી મુશ્કેલીઓ કેવા સંજોગો-માં અને કેવી રીતે વટાવી—ગર્વિષ્ટ ગુરૂ અને શયતાન ચેલાને સંપુર્ણ મહાત કર્યા તેનો અતિ હૃદયભેદક ભાગ **"કર્મચાંડાલ કીર્તિલોભ"** ના શિર્ષક તળે પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છા હશે તો ટુંકામાં **બીજા ભાગમાં** પ્રગટ થશે. **લેખક.**)

# મોટર સાઇકલની સેહલ.

અથવા

## સતીનો પરલોકમાં બંધાયેલો મહેલ

અને

## પતિના માથાનું નીકળી ગયેલું તેલ.



રંગીલદાસ મીલમાં હેડ ક્લાર્ક હતો. તેને માસીક ત્રણસો રૂપીઆ પગાર મળતો હતો. કુટુંબમાં સતિ અને પતિની જોડી સિવાય બીજું કોઇ નહિ હોવાથી બન્ને જણા એશઆરામમાં જીવન ગુજારતા હતા. રંગીલદાસ દિલનો દિલાવર હતો. ખાવું, પીવું અને આનંદમાં રહેવું એ એનો જીવન–મંત્ર હતો. તેની પત્નિ પ્રેમીલા કાઠીયાવાડના એક નાના ગામડાની ગરીબ ઘરની–કન્યા હતી. પણ અલબેલા શહેરની હવાનો પાશ લાગતાં એ ગામડાની ઢીંગલી અજબ પ્રકારની બની ગઇ હતી–કહો કે એક અપ–ટુ–ડેટ ઓરત બની ગઇ હતી. ફેશનની તો તે જાણે ઇજારદારણ કેમ ન બની ગઇ હોય? ત્રણસોના પગારમાંથી હુતો ને હુતિ–બેજ વ્યકિતનું ગુજરાન ચલાવવાનું હોવાથી રંગીલદાસ પ્રાણ પ્રિયાને

લાડે કોડે રાખતો હતો—મીસીસના મનના સર્વ મનોરથ તે પૂર્ણ કરતો હતો અને તે નચાવે તેમ નાચતો હતો.

રંગીલદાસની ગૃહદેવીએ છેલ્લામાં છેલ્લી ઢબના રાચરચીલાથી ગૃહને એટલું સુંદર શણગાર્યું હતું કે સર્વ મિત્રો ગૃહસૌંદર્યને જોઇ બોલી ઉઠતા કે "વાહ ! પ્રેમીલા ભાભી, વાહ !" પ્રેમીલા ફેશનમાં અત્યંત તણાઇ ગઇ હોવા છતાં તે એક સુચારિત્રા રમણી હતી એમ તો કહેવુંજ જોઇએ.

એક દિવસ રંગીલદાસ રાત્રિનું ભોજન લેતો હતો ત્યારે તેની મીસીસે કહ્યું "વ્હાલા, તમોને નોકરીપર ચાલીને અથવા તો ભાડુતી ગાડીદ્વારા જવામાં બહુ મુસીબત પડતી હશે તો હાલમાં સસ્તી કીંમતની મોટરસાઇકલો નીકળી છે તે એક ખરીદી લ્યો તો શું ? મને તેમાં બેસવાની બહુ હોંશ થઈ છે ! જો એક ખરીદી લ્યો તો તમારી હંમેશની મુશીબત મટે અને આપણાથી દરરોજ તેમાં ફરવા પણ જઇ શકાય !"

"વ્હાલી, હું પણ એજ વિચારમાં હતો ત્યાં આજે તેં પણ એજ વાત કાઢી છે તો હવે હું બે ચાર દિવસમાં એક મોટરસાઇકલ અવશ્ય લાવીશ. હું તેને બરાબર ચલાવતાં શીખી જઇશ. એટલે પછી આપણે દરરોજ ફરવા જઇશું !" રંગીલદાસે પોતાનો વિચાર જણાવી દીધો.

× × ×

થોડા દિવસે રંગીલદાસે એક સારી મોટરસાઇકલ ખરીદ કરી. તેને હંકારતાં શીખવા માટે એક ડ્રાઇવર પણ રોકયો. બે ત્રણ દિવસમાં રંગીલદાસ મોટરસાઇકલ ચલાવવામાં પાવરધો થઈ ગયો. મીસીસ રંગીલદાસ હવે મોટરસાઇકલની મોજ માણતા થઇ ગયા હતા.

એક દિવસ તહેવારને લઇ મીલ બંધ હતી. તે દિવસે એક મિત્ર તરફથી ગાર્ડનપાર્ટીમાં ભાગ લેવા આવવાનું આમંત્રણ મલ્યું હતું, ગાર્ડન પાર્ટીમાં જતી વખતે તે પ્રેમીલાને સાંજના ૭ વાગે ફરવા જવા માટે તૈયાર થઇ રહેવાનું કહેતો ગયો.

ગાર્ડન પાર્ટીમાંથી ઘેર આવી રંગીલદાસ મીસીસને સાથે લઇ દરિયા કિનારે ફરવા જવા નીકળ્યો. મોટરસાઇકલ પૂર જોશમાં રસ્તો કાપ્યે જતી હતી.

રંગીલદાસ ઉંચ્ચ કોમનો હિન્દુ હતો; પરંતુ આજકાલના કહેવાતા સુધરેલા હિન્દુઓ દારૂ પીવામાં કશી આભડછેટ માનતા નથી તેમ રંગીલદાસ પણ દારૂ પીવાથી ધર્મ પાતાળમાં પેસી જાય એમ ન્હોતો માનતો.

આજે ગાર્ડન પાર્ટીમાં બ્રાંડી, વ્હીસ્કી, એકસ્ટ્રા (નં. ૧) વીગેરે ઉંચી જાતના દારૂની ડઝનબંધ બાટલીઓ ખાલી થઇ હતી. રંગીલદાસ સાહેબે જરા વધારે ઢીંચ્યો

હતો. એટલે મામલો વધારે ગંભીર હતો. મોટરસાઈકલ ઓછી કે વધુ "સ્પીડ" માં જાય તેનું તેને ભાન ન્હોતું. મોટરસાઇકલ ઘણુંજ ઝડપે જતી હોવાથી પ્રેમીલાને બીક લાગતી હતી. પણ તેણે વિચાર્યું કે-"આજે કયાંક દૂર જવું હશે એટલે વધારે ઝડપ મૂકી હશે." બિચારી પ્રેમીલાને કયાંથી ખબર હોય કે-"મારા સ્વામીનાથ "પીપાભાઇ" ના પરમ સેવનથી પરતંત્ર બનેલા છે અને તેનું આ પરિણામ છે !"

આખરે રંગીલદાસે બેભાનપણામાં સાઇકલને "ફુલ-સ્પીડ" મૂકી દીધી. હેન્ડલપર કાબુ ન રહ્યો. પરિણામે સાઇકલ એકાએક એક બંગલાની ભીંત સાથે જોશપૂર્વક અથડાઇ ! મીસ્ટર અને મીસીસ રંગીલદાસ દૂર ઉડી પડયા ! બન્નેને ગંભીર ઈજા થઇ અને બેભાન પડી રહ્યાં ! સાઈકલના ચૂરેચૂરા થઇ ગયા !

થોડીવારે કોઇ એક ગૃહસ્થની મોટર તે રસ્તેથી નીકળતાં તેણે બન્નેને રસ્તાપર બેભાન સ્થિતિમાં પડેલાં જોયા. મોટર રોકીને તપાસ કરી તો પ્રેમીલા પરલોકવાસી થઇ ગયેલી જણાઇ અને રંગીલદાસ જીવતો પણ બેભાન જણાયો. તે ગૃહસ્થે પાસેના એક બંગલામાંથી ટેલીફોનદ્વારા પોલિસને ખબર આપી. પોલિસે આવી તપાસ કરી અને આખરે તે સાઇકલના ચૂરા તથા બન્ને ઘાયલ વ્યકિતને મોટરમાં નાખી પોલિસ ચોકીએ પહોંચાડયા.

રંગીલદાસ આ બાબતમાં કંઇ જુબાની આપી શકે એવી સ્થિતિમાં ન્હોતો, મોટરસાઇકલ મરી ગઇ હતી તે બાબતમાં તો કંઈ ખાસ કરવા જેવું ન્હોતું. પણ પ્રેમીલા ગુજરી ગએલ હોવાથી જ્યુરી ભરાઇ. જ્યુરીએ મોટરસાઇકલ ભીંત સાથે અથડાવાથી થયેલ અકસ્માતને લઇને પ્રેમીલાનું મૃત્યુ નીપજ્યું હોવાનો અભિપ્રાય આપ્યો. રંગીલદાસને સારવાર માટે હોસ્પીટૉલમાં મોકલી દીધો. ત્યાં છ મહીના ખાટલામાં પડયે પડયે "સીરા" નું સેવન કરતાં રંગીલદાસભાઇ જરાતરા સાજા થયા.

વ્હાલા વાંચક! મોટરસાઇકલની સ્હેલ કરવા જતાં પ્રેમીલાબાઇના પ્રાણ ગયા અને રંગીલદાસભાઇને હોસ્પીટૉલના મ્હેમાન થવું પડયું; તો આનું નામ મોટરસાઇકલ કે મોતની સાઇકલ? સદ્‌ભાગ્યે રંગીલદાસ હવે દારૂને દોઢસો ગાઉ દૂરથીજ નમસ્કાર કરે છે અને મોટરસાઇકલની સહેલથી ધરાઇ રહ્યો છે!

---

# રમણીનું રૂપ હૃદયને ઘેલું બનાવે છે
## ત્યારે
# રાજા રાજપાટ ત્યાગે છે !

—:⁘:—

(એક અદ્દ્ભુત પ્રેમકથા)

લાગ્યું જેને ઉર ઇશ્ક તીર અતિ કારી,
લાગે તેને જગતમાં જીન્દગી ભારી;
નહીં મળે કરારી કોઇ પ્રકારે એને,
બંધાણો જાલિમ જીવ યારથી જેને.
નહીં છોડે મહોબત પ્રાણ ગયા પહેલેથી,
કુરબાન પ્રાણ ગણી કરે પ્યાર પહેલેથી;
તજી હજાર વાતો કથા વૃથાઓ જાણે,
એક યાર વચનને સત્ય કરી પરમાણે.

(શૃંગાર સરોજ)

વાળાકમાં ચારણની વસ્તી બહોળી હતી, કાનસ-ભેટો નામનો ચારણ ત્રણસો ચારસો ભેંસનો માલીક હતો. ગામમાં તેની પ્રતિષ્ઠા સારી હતી. સઘળા લોકો દરેક કામમાં તેની સલાહ લેતા હતા.

વાળાકમાં ત્રણ ચાર વર્ષ ઉપરા ઉપર ખરાબ થયા.

છેલ્લા રતનખુખવા‡ દુષ્કાળે તો સઘળા લોકોને મુંઝવી માર્યા. કાનસભેડો પણ મુંઝાણો. ત્રણસો ચારસો જાનવરને ભયંકર દુષ્કાળમાં કેવી રીતે નભાવવા એના વિચારમાં તે પડયો. "બહારગામ વરતવા ગયા વિના ઢોર બીલકુલ નભે નહીં !" એવો વિચાર તે કરતો હતો; પણ પાછળથી ગામમાં લોકોનું શું થાય એ વિચાર તેને સાલવા લાગ્યો. તેને એકે પુત્ર નહોતો એટલે પોતાનેજ જવું પડે એમ હતું.

"બાપા, શાનો વિચાર કરો છો ?" કાનસભેડાને નાગમતી નામની એકની એક પુત્રી હતી તેણે બાપને ઉદાસિન ચહેરે વિચાર કરતા જોઇ પૂછ્યું.

"કંઇ નહીં, બેટા ! એમાં તારૂં કામ નથી !"

"પણ છે શું ? તે મને કહો તો ખરા ! હું ધારૂં છું કે ઢોરોની ચિંતામાં હશો !"

"હા, એજ વિચારમાં છું અને બહારગામ વરતવા જવાનો વિચાર કરૂં છું; પણ તેમ કરતાં ગામના લોકોની ચિંતા થાય છે. પરમાત્માએ એક પુત્ર પણ નથી આપ્યો કે તે જાય !"

‡ ચાર ચાર ગાઉને અંતરે સુકાળ તથા દુષ્કાળ હોય તેને રતનખુખવો દુષ્કાળ કહે છે.

"બાપા, એમાં મુંઝાવ છો શા માટે? હું પણ પુત્રી તો તમારીજ છું ને? વરતવા જવાની મને રજા આપો એટલે હું તૈયાર છું! મારી સાથે કામ કરવાવાળી સ્ત્રીઓ અને પાંચ સાત ગોવાળીઆ આપજો; પછી સરદારીમાં ખામી નહીં આવે! બાપા, તમારે એમ ન સમજવું કે:—

**"રાતા ઓઢે ઓઢણા, એટલી નારજ હોય**
**માથે બાંધે પાઘળા, એ નરવીરજ હોય!"**

"શાબાશ! બેટા, શાબાશ!!" પુત્રીની હીંમત જોઇ કાનસભેડો આનંદમાં આવી ગયો. તેણે નાગમતીને વરતવા જવા માટે તૈયાર થવા મંજુરી આપી દીધી.

નાગમતીની ઉમ્મર તેર વર્ષની હતી. તેનો બાંધો મજબુત હતો. સૌન્દર્યની તો તે ખાણ હતી. તે તૈયાર થઇ એટલે તેના બાપે બાર સ્ત્રીઓ અને બાર ગોવાળીઆ તેની સાથે આપ્યા. નાગમતી ત્રણ સો—ચારસો ઢોરના જંગી જુથને લઇ રવાના થઇ ગઇ.

ગામ બહાર નીકળતાં પ્રથમ કયે ગામ જવું તેનો વિચાર નાગમતી કરવા લાગી. આખરે તેણે પ્રથમ દ્વારકા જવાનું નક્કી કર્યું: કારણ કે તેથી "એક પંથ દો કાજ" થાય તેમ હતા.



રૂપના અવતાર સમાન નાગમતીના મુખચંદ્રપર દ્રષ્ટિ પડતાં નાગવાળો ચમકી ગયો. ( પૃષ્ઠ ૮૭ )

**દિવ્ય પુરિ શ્રી દ્વારકા, મોક્ષ માર્ગનું ધામ;**
**જાતાં મળે શ્રી જાદવો, વળતાં રાવળ જામ.**

ચાલતાં ચાલતાં નાગમતી દ્વારકામાં આવી પહોંચી. શ્રી દ્વારકાધિશના પ્રેમપુર્વક દર્શન કર્યાં. પછી ત્યાં તપાસ કરતાં ચારાની સગવડ ન જણાઇ તેથી આગળ વધવાનો નિશ્ચય કર્યો

આરાડી, બરડો, હાલાર, સોરઠ વિગેરે સ્થળોએ નાગમતી ફરી વળી; પણ કયાંએ સરખાઇ ન આવી. આખરે તે સરધાર નામના ગામ પાસે આવી પહોંચી. આ જગ્યો તેને અનુકુળ જણાઇ—ચારો પુષ્કળ જણાયો—એથી તેણે કાંકરીઆ ગુના પાસે પડાવ નાખ્યો.

આ સમયે સરધારનો માલીક ધવણવાળાનો દીકરો નાગવાળો હતો.

એક દિવસ નાગમતીના ગોવાળો ઢોર ચારી રહ્યા હતા ત્યાં સીમનો રખેવાળ આવી પહોંચ્યો. ઢોરોએ સઘળો ચારો ચરી જઇ મેદાન સપાટ કરી મુક્યું હતું. રખેવાળે ગોવાળોને કહ્યુ "તમારે અહીંથી ઢોરોને લઇ તુરત ચાલ્યા જવું!" પરંતુ એ બાબતમાં ગોવાળોએ નાગમતીને પુછતાં તેણે કહ્યુ "જે હોય તેને કહી દીઓ કે "અમે બીલકુલ જવાના નથી" અને તેમ છતાં કંઇ ગડબડાટ કરે તો ચપટ મંજરીનો સ્વાદ સારી પેઠે ચખાડી દીઓ!"

આથી ગોવાળોએ હીંમતમાં આવી જઇ રખેવાળને ચપ્પટ મંજરી સારી પેઠે જમાડી કાઢી મુકયો.

*  *  *  *

સવારનો પહોર હતો. રાજાજી કચેરી ભરીને બેઠા હતા; ત્યાં "ફરીયાદ! ફરીયાદ!!" નો પોકાર કરતો રખેવાળ જઇ પહોંચ્યો.

"દિવાનજી, કોણ છે એ ફરીયાદી? તપાસ કરો અને એને અહીં બોલાવો!"

"જેવો હુકમ અન્નદાતા!" કહી દિવાને બહાર ઉભેલા રખેવાળને અંદર બોલાવ્યો.

"બોલ્યા એ રૂખા, શું છે?' પ્રજાવત્સલ રાજવીએ પ્રશ્ન કર્યો.

"બાપુ, કાંકરીઆ ગુના પાસે ત્રણસો ચારસો ઢોર સાથે કોઇ પડાવ નાંખી પડેલ છે. તેણે આખા સીમાડાનું નખ્ખોદ વાળી નાંખેલ છે—આપણા ઢોરને ચરવા જેવું ક્યાંએ રહ્યું નથી! મેં તેને ચાલ્યા જવાનું કહ્યું તો મને મારીને કાઢી મૂકયો. બાપુ, મારા હાડકાં ખોખરા થઇ ગયા છે!" રખેવાળે વિતક વાત કહી સંભળાવી.

આ વાત સાંભળી રાજાનો પિત્તો ઉખળી ગયો. તેણે તુરતજ હુકમ કર્યો "સેના તૈયાર કરો! એ ઉદ્ધત માણ-

સના ઢોરને પકડી બજારમાં હરરાજ કરો! ચાલો હું પણ સાથે આવું છું!"

સેના તૈયાર થતાં રાજાજી ઘોડેસ્વાર થઇ મોખરે ચાલ્યા અને કાંકરીએ પહોંચ્યા. ભેંસોની આડે સેના ગોઠવી સઘળીને ગામ તરફ વાળવા હુકમ કર્યો. આથી ભેંસો ગાંગરવા લાગી. ભેંસોના બરાડા સાંભળી આકાશમાંથી જેમ વીજળી ઝબુકે તેમ ઝુંપડીમાંથી નાગમતીએ એકદમ બહાર નીકળી આવી સિંહણ સમાન ત્રાડ મારી "કોણ છે એ હરામખોરો ?"

નાગમતીનો અવાજ સાંભળતાં ગોવાળો ઉંઘમાંથી ઝબકી ઉઠયા અને સાવધ થઇ હાથમાં કડીઆરી ડાંગો લઇ તે સ્થળે દોડી આવ્યા.

રૂપના અવતાર સમાન નાગમતીના મુખચન્દ્રપર દ્રષ્ટિ પડતાં નાગવાળો ચમકી ગયો. તેને ઇંદ્રાણીની ચમક ઉઠી. તેના અપ્રતીમ લાવણ્યપર-તે મુગ્ધ થઇ ગયો. તેણે એકદમ સેનાનીઓને ઢોર આડેથી દુર થઇ જવાનો હુકમ કર્યો અને દિવાનને કહ્યું કે "તમે સેનાને લઇ ગામમાં જાવ; બખેડો કરવાની કંઇ જરૂર નથી. હું આ બાલાને તાત્કાલિક ચાલ્યા જવાનું સમજાવી હમણાંજ આવું છું."

*　　*　　*　　*

"આ ભેંસોના માલિક તમે છો ?" નાગવાળાએ પ્રાસ્તાવીક પ્રશ્ન કર્યો.

"જી હા !" નાગમતીએ ટુંકામાં પતાવ્યું.

"તો ચોવીસ કલાકની અંદર આ જગ્યા છોડી ચાલ્યા જવાનું હું તમોને ફરમાન કરૂં છું !"

"આશ્રયે આવનારને આશ્રય આપવો એ રાજા માત્રનો પરમ પવિત્ર ધર્મ છે છતાં દુષ્કાળને કારણે તમારે આંગણે આવી પડેલા અમોને કાઢી મુકવા એ શું વ્યાજબી કહેવાય ?" નાગમતીએ નાગનીફેણ સરીખા પોતાના લાંબા ચોટલા પર હાથ ફેરવતાં જવાબ આપ્યો.

નાગવાળો નાગમતીના અદ્વિતીય સૌન્દર્યને જોઇ મુંઝાઇ તો ગયો હતો ત્યાં નાગમતીના કર્ણમધુર અમૃત સમાન નમ્રવચનો સાંભળવામાં આવતાં તે ગાંડા-ઘેલા જેવો થઇ ગયો ! બન્નેના નયનોનું મિલન થતાં ઉભય હૃદય ઘાયલ થયાં. હવે શું કરવું તેના વિષે વિચાર કરતો નાગવાળો અવાક મુખે ઉભોજ રહયો.

આખરે મૌન તોડી નાગવાળાએ કહ્યું "તમે તમારી મરજી પડે ત્યાં સુધી રહો ! હવે તમને કોઇ હરકત નહીં કરે ! રાજધર્મનું ભુલાતું ભાન મને કરાવવા બદલ તમારો ઉપકાર માનું છું !"

"તમારો ઉપકાર અમો જીંદગી સુધી નહીં ભુલીએ !" એમ કહી નાગમતીએ પૃથ્વી તરફ નજર ઢાળી દીધી.

"તમને એકાંતમાં મળવાની ઇચ્છા છે તો ક્યારે મેળાપ થઇ શકશે ? એ હરકત ન હોય તો જણાવશો !"

"આવતી કાલે બપોરે એક વાગ્યે કાંકરીએ ગુને પધારજો. ત્યાં આપણી મુલાકાત થશે !" એમ કહી નાગમતી ઝુંપડામાં ચાલી ગઇ અને નાગવાળો ઘાયલ હૃદયે મહેલ તરફ રવાના થયો.

નાગમતીને જોયા પછી રાજાને આખો દિવસ કે રાત્રિ ક્યાંએ ચેન પડયું નહીં. તેનું દિલ તો નાગમતીમાંજ ચોટયું હતું. સવારે કચેરી વખતે પણ તેનામાં બેચેની જણાતી હતી. દશ વાગ્યા એટલે તે તો ઘોડા પર ચઢી કાંકરીએ જવા નીકળ્યો. કાંકરીએ પહોંચ્યા પછી તે ત્યાં આંટા મારવા લાગ્યો.

બાર વાગ્યા એટલે ગોવાળોએ વિચાર કર્યો કે "રાજા અહીં આંટા મારે છે. આપણે સઘળા હંમેશ મુજબ સાથે રોટલા ખાવા જઇએ ને તે ભેંસોને વાળી જાય તો ! માટે છ જણ અહીં રોકાય ને છ જણ જમવા જાય !"

ગોવાળો જમી પરવારીને દરરોજ સુઇ જતા પણ આજે ત્યાં રાજા ફરતો હોવાથી તેઓ સુતા નહીં. આથી

નાગમતીને ત્યાં આવવાની અનુકુળતા ન મળી. સાંજના ચાર વાગ્યા તો પણ નાગમતી નહીં આવવાથી નાગવાળો ગુસ્સે ભરાયો અને "જરૂર તેણે મને દગો દીધો !" એમ વિચારી તે પાછો જવાની તૈયારીમાં હતો ત્યાં તેની નજર ઝુંપડીના દ્વાર પર ઉભેલી નાગમતી પર પડી. તે ત્યાં ગયો અને ક્રોધપુર્ણ સ્વરે બોલ્યો "જાવ ! અહીંથી એકદમ ચાલ્યા જાવ !!"

"વાહ ! રાજાજી વાહ !! હજી તો ગઇ કાલેજ આપ કહી ગયા કે "તમારી મરજી પડે ત્યાં સુધી રહો" અને આજે આમ ફરી બોલો છો એ શું એક રાજવીના મુખમાં શોભે છે ?"

"તું તારા બોલ પ્રમાણે ન પળી એટલે મારે પણ તેનું અનુકરણ કરવાની જરૂર પડી છે !"

"એમાં તમારીજ ભુલ છે ! તમે વહેલા આવ્યા એટલે ગઈ કાલના બનાવથી વહેમાયેલા ગોવાળીઆ નિત્ય નિયમ મુજબ તમોને ત્યાં જોઇને સુતા નહિં. હું આવું અને તેઓને ખબર પડી જાય તો તમોને અને મને બન્નેને તેઓ કાંકરીઆમાંજ ગારજ કરી દીએ !"

"ત્યારે હવે ?"

"હવે આવતી કાલે બપોરે બરાબર એક વાગ્યે આવજો. તે સઘળા બાર વાગ્યા પછી સુઇ જાય છે એટલે આપણે નિરાંતે મળી શકીશું !"

"વારૂ, હું કાલે બરાબર તે ટાઇમે આવીશ." એમ કહી નાગવાળો ચાલતો થયો.

નાગવાળો અને નાગમતી બન્ને પરસ્પર મોહિત થયા હતા. ઉભય હૃદય એકાંતમાં મળવા ઉત્સુક બન્યા હતા. નાગવાળાની આલણદે નામની અતિ સ્વરૂપવાન રાણી હતી; પણ નાગમતીના રૂપ આગળ તેનું રૂપ કંઇ વિસાતમાં નહોતું.

નાગવાળાને રાત્રિમાં ઉંઘ ન આવવાથી રાણી આલણદેએ વિચાર્યું કે "જરૂર કંઇક ગોટાળો લાગે છે!"

સવારમાં તેણે ખાનગી રીતે તપાસ કરાવી તો જણાયું કે "કાંકરીએ પડાવ નાંખી પડેલ ચારણીઆણીને રાજાજી મળ્યા હતા."

આ વાત સાંભળી તેણે પોતાની ખાસ બાંદીને તે ચારણીઆણી કોણ અને કેવી છે તેની તપાસ કરવા મોકલી.

બાંદી કાંકરીએ જઇ પાણી ભરવા જવાની કેડી (રસ્તો) હતી તે વચ્ચે જઇ ઉભી. તે વજનમાં માત્ર સાડાસાતજ મણ હોવાથી આખો રસ્તો બંધ થઇ ગયો. પાણી ભરીને વળતાં "કોઇ એક રાક્ષસી શરીરની સ્ત્રીથી રસ્તો બંધ થયેલો છે" એમ જોઇ નાગમતીની એક દાસીએ નજદીક આવી કહ્યું "બાઇ, કાંતો પાછા હટો

અથવા તો એક બાજુએ થઇ જાવ એટલે અમો નીકળી જઇએ."

"તમે મને હટી જવાનું કહેનાર કોણ ? હું કોણ છું તેનું તમને ભાન હોય એમ લાગતું નથી !" રાજ-બાંદીએ રૂવાબમાં ભરડયું.

"નારે બાઇ, અમે અજાણ્યા માણસ કોઇને કયાંથી ઓળખતાં હોઇએ !" પનીહારીઓએ નમ્રપણે જવાબ આપ્યો.

"રાણી આલ્હણદે કે જેના જેવી સત્તાવાન કે સ્વ-રૂપવાન સ્ત્રી દુનિયાભરમાં નથી તેની હું માનીતી બાંદી છું અને ગામમાં મારી આણ વર્તે છે !"

"બાઈ, આપ કહો છો તે સઘળી વાત સત્ય હશે—પણ તમારા રાણી સાહેબ જેવી રૂપાળી સ્ત્રી દુનિયામાં નથી એમ આપ કહો છો એ વાત ગળે ઉતરે એવી નથી. જો કે તમારા રાણી સાહેબ રૂપાળા તો હશે પણ અમારા શેઠાણી સમાન તો નહીંજ હોય !"

"એ તો તમારી શેઠાણીના મને દર્શન કરાવો તો હું માનું !"

"બહુ સારૂં, તમે અમને રસ્તો આપો અને અહીંજ ઉભા રહો; એટલે અમે હમણા અમારા શેઠાણીને લઇ આવીએ."

બાંદીને તો એટલુંજ જોઇતું હતું. તેણે તુરતજ માર્ગ કરી આપ્યો.

ઝુંપડીએ જઇ ચાકરડીઓએ નાગમતીને કહ્યું "નાગબા, આજે તો તમારે અમારી સાથે પાણીનું એક બેડું ભરવા આવવું પડશે!"

"તેનું કારણ?"

"રાણી આલણદેની બાંદી પાણીનો રસ્તો રોકી ઉભી હતી. તેણે કહ્યું કે "અમારી રાણી જેવી રૂપાળી સ્ત્રી દુનિયામાં બીજી એકે નથી." એટલે અમોએ કહ્યું કે "એ વાત માની શકાય એવી નથી. અમારી શેઠાણીના રૂપ આગળ તમારી રાણીનું રૂપ પાણી ભરે!" આથી તે તમોને જોવા ઇચ્છે છે."

"ઠીક, ચાલો." એમ કહી વસ્ત્રાભુષણ પરિધાન કરી-માથે ત્રાંબા-પિત્તળનું ચકચકિત બેડું લઇ પાણી ભરવા જવા તૈયાર ગઇ.

રૂપના ભંડાર સમાન નાગમતીને દુરથી હંસગતીએ ચાલી આવતી જોઇ આલણદેની બાંદી છક થઇ ગઈ અને એક પળ પણ ત્યાં ન રોકાતાં ઉભી પૂંછડીએ નાઠી.

* * * *

"બા સાહેબ, નાસો! જલ્દી નાસો!! જે કંઇ ગાંસડા પોટલાં બાંધવા હોય તો જલ્દી બાંધી એકદમ

નાસો ! ! !" બાંદીએ મહેલમાં આવી સ્નાનના સમાચાર સંભળાવ્યા.

"અરે ! પણ છે શું ? એ વાત તો કર !" બેબાકળી બની ગયેલ રાણીએ પૂછ્યું.

"આહાહા ! શું લાવણ્યમયી લલના ! રાજાજી તેના પર મોહી પડે તેમાં શી નવાઇ ? બા સાહેબ, તેની મહેલમાં પધરામણી થશે તો રાજાજી જરૂર તમોને પાણીચું પકડાવ્યા વિના નહીં રહે ! માટે પ્રથમથી ચેતવું હોય તો ચેતો !

"અરે ! એ નાદાન છોકરી મને શું કઢાવશે ! જા, તપાસ રાખ ! રાજાજી તેની પાસે જાય એટલે મને ખબર આપ !"

બાંદી દરબારગઢ પાસે જઇ ચુપકીદીથી બેસી ગઈ. બાર વાગ્યે રાજાજી ઘોડાપર બેસી કાંકરીએ જવા નીકળ્યા. આ ખબર બાંદીએ રાણીને આપ્યા એટલે તેણે પણ રથ તૈયાર કરાવી કાંકરીઆ તરફ પ્રયાણ કર્યું.

નાગવાળો બરાબર એક વાગ્યે ત્યાં પહોંચ્યો અને જોયું તો ગોવાળીઆ સમાન અંતરે ત્રણ ત્રણ પત્થર મૂકી, ધાબળાના ત્રણ છેડાને નાના નાના પત્થરો વડે દબાવી વચ્ચે લાંબી ડાંગ ઉભી રાખી બનાવેલા તંબુમાં પત્થર પર સૂતા સૂતા ઘોધરા ઘયડી રહ્યા હતા. નાગવાળાને આવેલો

જોઈ નાગમતી પણ ત્યાં આવી અને કહ્યું "ચાલો આપણે બન્ને પાણીમાં પડીએ; કારણ કે કોઇ આવી ચડે અથવા ગોવાળીઆ જાગ્રત થાય તો કહેવા થાય કે હું ભેંસોને જોવા પડી છું અને તમે ન્હાવા પડયા છો !"

બન્ને સ્નેહીઓ પાણીમાં ગેલ કરી રહ્યાં હતા ત્યાં કીનારે એક રથ આવી ઉભો. તેમાં આલણદેને જોઇ નાગવાળાના હોસકોસ ઉડી ગયા. તે મૃતવત બની ગયો. નાગમતીએ વિચાર્યું કે "નાગવાળો બાયલો લાગે છે." અને તેથી તેણે કહ્યું "આવો બ્હેન ! હું કાંઠે પગ ધોતી હતી અને રાજાજી પાણી પીતા હતા ત્યાં તેઓના હાથમાંથી સોનાનો ફેરવો નીકળી ગયો. અમે બન્ને તેને શોધીએ છીએ ! હવે તમે પણ એ કાર્યમાં મદદગાર બનો !"

નાગમતીનો ચતુરાઇભર્યો લવારો આલણદે સત્ય માની લીએ એવી અણુજ નહોતી. તેની આંખમાંથી અગ્નિનો વરસાદ વરસી રહ્યો હતો. તે પાણીમાં પડી અને નાગમતીનો લાંબો ચોટલો પકડી પાણીમાં તેને ડુબાવી મારવા માટે ઝબોરા લેવરાવવા લાગી. આલણદેનું આ ક્રૂર વર્તન નાગવાળો મુંગે મોઢે જોઇ રહયો હતો–એટલે નાગમતીએ કહ્યું "નાગવાળા, આ સંકટમાંથી મને બચાવ ! હું અત્યારે બાપના બોલથી બંધાઉં છું કે **વરીશ તો તનેજ !** બીજા કોઇને નહીં !"

નાગમતીના આ કરૂણાજનક વચનો સાંભળતાં નાગવાળાને શૂર છુટયું અને તેથી તેણે આલણદેને કહ્યું "પ્રિયે, એને મૂકી દે! એમાં એનો શો વાંક છે? વાંક હોય તો મારો છે! ચાલ, હું તારી સાથે આવું છું!"

પણ આલણદેએ તો રાક્ષસી કર્મ જારી રાખ્યું. તે તો નાગમતીને યમદ્વારે પહોંચાડી દેવા માગતી હતી.

આખરે "**ધોકે નાર પાંસરી**" એ સુત્ર યાદ કરી નાગવાળાએ પાણીમાંથી કિનારે દોડી જઇ રથના ઘોડા હાંકવાનો ચાબુક હતો તે હાથમાં લીધો અને રાણીને ઝપટવા લાગ્યો. રાણી પોકે પોકે રડવા લાગી. બાંદી અને રાજાએ તેને ઉંચકી રથમાં નાખી અને રથ મહેલ બણી હંકારી મૂકયો.

આલણદેએ મહેલે જઇ નાગવાળાને દિવાનખાનામાં પૂરી રાખ્યો, અને તુર્તજ "ચોવીસ કલાકમાં રસ્તે પડી જવાનો" હુકમ નાગમતીપર મોકલી આપ્યો.

આ બાજુ નાગમતી અર્ધમુઆ જેવી થઇ ગઇ હતી. તે માંડ માંડ ઝુંપડીએ પહોંચી. અત્યાર સુધી નોકરો જાગૃત થયા ન્હોતા એટલા નાગમતીના સદભાગ્ય!

"આલણદે સમક્ષ રાજાનું લેશમાત્ર પણ ઉપજણ ન હોય એમ સ્પષ્ટ દેખાય છે તો પછી અહીં રહેવામાં સાર

નથી" એ પ્રમાણે વિચાર કરતી નાગમતી બેઠી હતી ત્યાં "ચોવીસ કલાકમાં ચાલ્યા જવાનો" હુકમ મલ્યો.

સૂર્યનારાયણ ભગવાન અસ્તાચળમાં પહોંચી ગયા હતા. નાગમતી અને તેના માણસો રાત્રિનું ભોજન લઇ રહ્યાં હતા. આ વખતે નાગમતીએ નીચે મુજબ હુકમ કર્યો "આપણી પાસે જેટલું માંખણ છે તેનું રાત્રિમાંને રાત્રિમાં ઘી બનાવી નાખો ! કારણ કે તે સાથે લઇને આપણાથી સર્વ સ્થળે ફરી શકાશે નહીં. સવારમાં સરધારની બજારમાં ઘી વહેંચી નાખી સાંજે આપણે અહીંથી રવાના થઇ જવાનું છે. હવે વરસાદ પાણી સારા થઇ ગયા છે એટલે આપણે ગામ જવામાં પણ હરકત નથી."

સવારે નાગમતી ઘીના ઘડા ચાકરડીઓના માથાપર ઉપડાવી સરધારની બજારમાં ગઇ. દરબારગઢની સામે એક દુકાન હતી ત્યાં સોદો નક્કી થયો. ઘીના ઘડા જોખાવા લાગ્યા. નાગમતી દુકાનના ઓટલાપર બેઠી બેઠી ધ્યાન રાખતી હતી.

આ વખતે દરબારગઢમાં નાગવાળો અને આલણદે ચોપાટ ખેલી રહ્યાં હતાં. આણલદેની કાંકરી મારતાં નાગવાળાની આંગળીએ વાગ્યુ-લોહીની ધારા ચાલી. એથી તે પાટો બાંધવા ગોખમાં દોડી ગયો. ગોખમાંથી સામે બેઠેલી નાગમતીપર તેની નજર પડતાં તે પાટો બાંધવાનું

પણ ભૂલી ગયો. નાગમતીની નજર પણ ગોખમાં પડી. બન્નેની દ્રષ્ટો દ્રષ્ટ મળી. નાગવાળાને ઝાઝો વખત થવાથી આલણદેએ ગોખમાં આવીને જોયું તો બન્ને પ્રેમીઓને એકતાન થઇ ગયેલા જોયા. તે નાગવાળાનું બાવડું પકડી અંદર ઘસડી ગઈ. નાગવાળાની પરાધિનાવસ્થાપર નાગમતી અફસોસના અશ્રુ સારવા લાગી.

પ્રેમમાં ગુલતાન નાગમતીનો વેપારી મણની ધાણને પોણા મણમાં ઉતારવા લાગ્યો તેનું પણ તેને ભાન ન રહ્યું. આ બાબતમાં ચાકરડીઓએ તેને સૂચના કરી પણ તે પ્રત્યે તેણે લક્ષ્ય ન આપ્યું અને કહ્યું "એક દિવસ જાણે ભેંસોએ દોહવા ન્હોતું દીધું એમ આપણે માની લઈશું. **દગો કોઇનો સગો થયો નથી અને કદિ થાશે પણ નહિં. જે જેવું કરશે તેવું પામશે.**"

ઘી જોખાઇ રહેતાં હીસાબ કરી નાણા લઇ તે ઝુંપડીએ ગઇ.

રાત્રે દશ વાગે નાગમતી–ઢોર તથા માણસો સાથે–પોતાને ગામ જવા માટે રવાના થઇ. ચાલતાં ચાલતાં તેના હૃદયમાં અનેક પ્રકારના તરંગો ઉઠતાં હતા. તેનું ચિત્ત તો નાગવાળામાંજ ચોંટયું હતું.

આ બાજુ નાગવાળાની સ્થિતિ નાગમતીથી પણ વિશેષ દુઃખી હતી. તે તો તેની પાછળ લગભગ દિવાનોજ બની ગયો હતો.

**દુનિયામાં જેની માથે શત્રુ ભમતા હોય-જે કરજના બોજા તળે દબાયેલ હોય અને જેનું હૃદય પ્રેમ-બાણથી વિંધાયેલું હોય એ ત્રણ પ્રકારના મનુષ્યને કદિપણ સુખે નિંદ્રા આવતી નથી.**

નાગવાળો અને આલણદે એ બન્નેની બાબતમાં એમ બન્યું. નાગવાળો નાગમતીના નયન-તીરથી જખ્મી થયો હતો અને આલણદેની માથે નાગમતી રૂપી જીવન-શત્રુ પેદા થયો હતો. આલણદેએ નાગમતીને ચોવીસ કલાકમાં ચાલ્યા જવાનો હુકમ મોકલ્યાની વાત નાગવાળાના જાણવામાં આવી ગઇ હતી.

રાત્રે તે બન્નેને નિંદ્રા બીલકુલ ન આવી. આખરે ચાર વાગે આલણદે નિંદ્રાધિન થઇ. સમય હાથ આવતાં નાગવાળો તેજ વખતે મહેલની બહાર નીકળી ગયો. આ વખતે તેણે સુરવાળ અને પેરણ એ બેજ વસ્ત્રો પહેરેલાં હતા. અશ્વશાળામાં જઇ શાન્તિથી એક ઘોડો છોડી સ્વાર બની સત્વર કાંકરીઆ તરફ રવાના થયો.

ઘોડો મોટી છલંગો મારતો ક્ષણમાત્રમાં નિર્દિષ્ટ સ્થળે જઇ પહોંચ્યો. પણ ત્યાં જઇ જોયું તો સઘળું સુનકાર ભાસ્યું. નાગવાળો હતાશ થઇ દીન મુખે ઉભો હતો ત્યાં એક પગ ભાંગેલ બેંસનું બચ્ચું બેઠું હતું. તેને વાચા ઉત્પન્ન થઇ અને તે રાજા પ્રતિ કહેવા લાગ્યું:—

"હે રાજન ! મૂંઝાય છે શા માટે ? તારી માશુક થોડા વખત પહેલાં તેના ગામ ભણી રવાના થઇ છે. તે હજુ રસ્તામાંજ હશે; બહુ દુર પણ નહીં ગયેલ હોય ! તેને મળવાની તારી ઇચ્છા હોય તો અફસોસ ત્યજી દે અને વખત નહીં ગુમાવતાં પાછળ જા ! હું અપંગ હોવાથી મને અહીં છોડીનેજ તે સઘળા ચાલ્યા ગયા છે !"

ભેંસના બચ્ચાની વાણી સાંભળી રાજા કંઇક ઉલ્લાસમાં આવી ગયો, તે નાગમતીનું રૂપ કોઇપણ રીતે વિસારી શકે એમ નહીં હોવાથી આખરે તેણે પાછળ જવાનો નિશ્ચય કર્યો અને તેજ પળે ઘોડાને પૂરપાટ દોડાવી મૂકયો. એ કલાકમાં તે નાગમતીની નજદીક જઇ પહોંચ્યો. ભેંસો અને માણુસો આગળ ચાલ્યા–જતા હતા. નાગમતી વિચાર સાગરમાં ગોથાં ખાતી ખાતી પાછળ ચાલતી હતી. પાછળના ભાગમાંથી ઘોડાના પગનો અવાજ સાંભળતાં તે ઉભી રહી ગઇ. પલક માત્રમાં નાગવાળો તેની સન્મુખ આવી ઉભો રહયો.

"વાહ ! વચન દઇને નાસી જવું એ શું મનુષ્યના લક્ષણ છે ? કાંકરીઆમાં આલણદેના સપાટામાં સપડાતી વખતે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે યાદ છે ?"

"હા, તે ભૂલી નથી ! પણ મેં જોયું કે આલણદે પાસે તમારૂં એક રતિભાર પણ ઉપજણ નથી એટલે ત્યાં



“ એ નાદાન છોકરી મને શું કહાવશે ! ” ( પૃષ્ઠ ૯૦ )

રહેવામાં સહીસલામતી ન જોઈ અને તેથી હુકમને માથે ચડાવી રસ્તો માપ્યો."

"પણ હવે શું છે? વચન પાળવું છે કે ફોક કરવું છે?"

"હું તો વચન પાળવા તૈયાર છું પણ તમોને એ મમત છોડી દેવામાં લાભ છે. તમારે આલણદે સમાન સ્ત્રી છે અને બીજી પણ અનેક મળી રહેશે. હું તો એક ગરીબની છોકરી છું, મારી સાથે પ્રેમમાં પડતાં તમારૂં ભવિષ્ય બગડશે-કદાચ રાજપાટ પણ જશે; કારણ કે આલણદે પ્રબળ હોવાથી આપણને કાં તો કેદખાનામાં પુરી દેશે અથવા કોઈપણ પ્રકારે મારી નાંખશે; માટે મારા વિનો વિચાર છોડી દીઓ અને સુખેથી રાજ્યમાં પાછા પધારો!" નાગમતીએ સમજાવટ આપતાં કહ્યું.

"બીલકુલ નહીં! આ હૃદયમાં તારી મૂર્તિનો વાસ થઈ ચૂક્યો છે. તેને કદિપણ તજી શકું એમ નથી. ભલા-ભલી દુનિયા છે. સર્વનો પાલણહાર એક ઈશ્વર છે. આપણે બન્ને ગમે ત્યાં જઈ ગુજરાન ચલાવીશું. જેને દાંત નથી હોતા તેના માટે માતાના સ્તનમાં દુધ પ્રથમથી પેદા કરનારો જે છે તે આપણને પણ દઈ રહેશે. તે ભૂખ્યા ઉઠાડશે

પણ કદિ ભૂખ્યા સુવરાવશે નહિ. આપણા કરતાં તેને આપણી ફીકર વધારે છે માટે એ ચિંતા તું છોડી દે! રાજપાટની મને દરકાર નથી!" નાગવાળાએ રાજપાટની પણ તમન્ના નહિ હોવાનું જાહેર કર્યું.

નાગવાળાને બરાબર લગની લાગી હોવાનું જાણી નાગમતીએ પણ માબાપની પરવાનગી મેળવ્યા સિવાય સ્નેહ--સરોવરમાં ઝંપલાવ્યું. તેણે તેની સાથે આવવાની કબુલાત આપી.

નાગવાળાએ નાગમતીને ઘોડા પર પોતાની પાછળ બેસાડી દીધી અને ઘોડાને આડમાર્ગે પૂરપાટ છોડી મૂક્યો.

બન્ને પ્રેમીઓ વચ્ચે કેટલોક સમય વાતચીત થઇ અને આખરે નાગમતી નાગવાળા સાથે નાસી ગઇ એ વિષે આગળ ચાલ્યા જતા તેના માણસોને ખબર ન પડી. તેઓ તો દુહા લલકારતા લલકારતા તાનમાં ને તાનમાં આગળ ધપ્યે જતા હતા.

મધ્યાન્હ સમયે નાગવાળો અને નાગમતી કોઇ એક ગામ પાસે જઇ ચડયા. ગામના પાદરમાં એક સુંદર સરોવર હતું. આ સ્થળે તેઓ ઘોડા પરથી ઉતરી પડયા.

"તું અહીં બેસ—હું ગામમાં જઇ કંઇ ખાવાનું લઇ આવું. ઉદર પૂજા કર્યા પછી આપણે ગામમાં જઇશું." નાગવાળાએ પોતાનો વિચાર દર્શાવ્યો.

આ બાબતમાં નાગમતી સહમત થતાં નાગવાળો ગામમાં જવા તૈયાર થયો પણ તેની પાસે એક રાતી પાઇ પણ નહોતી કારણ કે તે રાત્રીના સમયે બે કપડાં ભેર સ્નેહયજ્ઞમાં કુદી પડયો હતો. નાગવાળાની મુંઝવણ સમજી નાગમતીએ તેને પૈસા આપ્યા.

થોડીવારે નાગવાળો ખાવાનું લઇને આવી પહોંચ્યો. બન્ને સાથે ખાવા બેઠા. ખાવાની શરૂઆત થતાં પહેલાં નાગવાળાએ ખાદ્ય પદાર્થ વચ્ચે એક લીટો ખેંચ્યો એટલે કે બે ભાગ પાડયા.

નાગવાળાની આ ચેષ્ટા જોઇ નાગમતી ચમકી. તેણે મનમાં વિચાર્યું કે "નાગવાળો હજુ પણ જુદાઇ સમજે છે!" એથી તેણે તેને કહ્યું "શું હું વધારે ખાઇ જાત કે આમ કરવાની જરૂર પડી?"

"નારે ના! એમ તે હોય! એનું કારણ જુદું જ છે!"

"એવું તે શું કારણ છે?"

" એ પૂછવામાં સાર નથી !"

" એ કારણ ન કહો ત્યાં સુધી હું બીલકુલ ખાવાની નથી !"

નાગમતીની હઠ જોઇ નાગવાળો મુંઝાણો. " તે હઠ છોડે એમ નથી અને જો કારણ કહું તો આ દુનિયાની મારી મુસાફરી સંપૂર્ણ થાય !"

નાગવાળો પાતાળાધિપતિ શેષનાગનો પુત્ર હતો. શ્રાપને લીધે મૃત્યુલોકમાં સરધારના રાજા ધવણવાળાને ત્યાં તેનો જન્મ થયો હતો. નાગપુત્ર હોવાથી તેના મુખમાં હંમેશા ઝેર રહેતું હતું અને તેથી તેની સાથે કોઇ ખાય તો તેનું મૃત્યું થાય એમ હતું.

આ વાત જાહેર આવે ત્યારે તે શ્રાપમુક્ત થાય એમ હતું એ વાત તે જાણતો હતો અને તેજ કારણથી તે નાગમતીને કારણ કહેવામાં અચકાતો હતો.

" પ્રિયા, એ હઠ છોડી દે ! એ હઠ તું નહિં છોડે તો જેવું એ કારણ કહેવામાં આવશે કે તુરતજ આપણો સંબંધ સદાને માટે ખલાસ થશે—આ પૃથ્વી પર રહેવાના મારા દિવસો પૂરા થશે !"

"દુનિયા ઉલટી જાતી હોય તો ભલે ઉલટી જાય; પણ મારે એ કારણ તો અવશ્ય જાણવું છે!"

નાગમતીનો દુરાગ્રહ જોઇ નાગવાળાની પીડાનો પાર ન રહ્યો તેણે વિચાર્યું કે "જો કારણ ન કહું તો નાગમતી સાથે વેર થાય–પ્રેમ–સંબંધ તુટે અને એમ કરી સરધાર પાછો જાઉં એટલે હવે આલણદે પણ મને ખુબ હેરાન કર્યા વિના ન રહે. ધોબીના કુતરા જેવી સ્થિતિને હાથે કરીને નિમંત્રી લેવા કરતાં તો કારણ કહીને મૃત્યુલોકની મુસાફરી પૂર્ણ કરવી એજ ઉત્તમ છે!"

બહુ સમજાવવા છતાં નાગમતી નજ સમજી એટલે આખરે તેણે કહ્યું "ઠીક, લે ત્યારે સાંભળ અને તેનું પરિણામ જો અને ભોગવ!" એમ કહી તે સરોવરમાં કેડ સમા પાણીમાં જઇ ઉભો અને વાત કરવા લાગ્યો.

"હું શેષનાગનો પુત્ર છું પણ શ્રાપને લીધે મૃત્યુલોકમાં મારૂં આગમન થયું છે, મારા મોઢામાં હંમેશા ઝેર હોય છે; તેથી જો મારી સાથે કોઇ ખાય તો તેનું તેજ પળે મૃત્યુ થાય. એ ઝેરની અસર તને ન થાય એટલા ખાતર મેં વચ્ચે લીટો કરી બે ભાગ પાડયા હતા, આ વાત આજ સુધી કોઇને જાણવામાં આવી નથી. જ્યારે આ વાત કોઇપણ માનવીના જાણવામાં આવે ત્યારે એ

આપમુક્ત હું થઉં એમ હતો. એજ કારણથી હું તને હઠ છોડી દેવા વિનવતો હતો પણ તેં ન માન્યું, તો લે! હવે તને મારા છેલ્લા સલામ !" એમ કહેતાં તે મનુષ્ય મટી નાગ બની ગયો અને પેટ બતાવી પાણીમાં અદ્રષ્ય થઇ ગયો.

આથી નાગમતી મુંઝાણી. પોતાની હઠનું કેવું વિપરિત પરિણામ આવ્યું તેનું હવે તેને ભાન થયું. અત્યારે તેની સ્થિતિ "ધોબીના કુતારા" જેવી થઇ. પ્રેમીનો પ્રેમી ગયો માણસોને કહ્યા વિના નાસી ગઇ હોવાથી દુરાચારિણી ધારી બાપ પણ હવે સંઘરે નહિ એમ તેણે ચોક્કસ માન્યું. નાગવાળામાં તેનું દીલ એટલું બધું આશકત થયું હતું કે હજી તેની મૂર્તિ સામેજ ઉભી હોય એવો તેને આભાસ થયા કરતો હતો. નાગવાળો પ્રેમ ખાતર રાજપાટ છોડી કંગાલ બન્યો એ વાત તેના સ્મરણમાં આવી.

આખરે તેણે પોતાના પ્રેમીને પાતળમાંથી પણ પાછો મેળવવા માટે આ દુનિયાનો મોહ છોડી-સન્યાસિની બની પૃથ્વીપર ભ્રમણ કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો.

તેને શરીરપરના દાગીના ઉતારી-ગામમાં જઇ સાધુ સંતોને આપી દીધા, તેણે અંગે એક ભગવી કફની ધારણ કરી લઇ-કાંધે સર્પ પુરવાની કરંડીઆની કાવડ લીધા અને

નાગને વશ કરવા માટે હાથમાં એક મનોહર મોરલી ધારણ કરી.

નાગમતીએ સાધવી સ્વરૂપે સતત્ મોરલી બજાવતા રહી દુનિયાનાં દરેક ભાગમાં ફરવા માંડયું. થોડા વખતમાં મોરલી બજાવવામાં તો તે સંપૂર્ણ પારાંગત થઇ ગઇ. છત્રીસે જાતના રાગ–રાગણી મોરલીમાં ઉતારી શકવાને તે સમર્થ બની. તે મોરલી બજાવવામાં એટલી કુશળ થઇ ગઇ કે કેટલાક નાગ તો ભાન ભુલી કલાકોના કલાકો સુધી પોતાની ફેંણ ઉંચી કરી ડોલ્યાજ કરતા હતા. આ પ્રમાણે નાગમતી ઘણો સમય ફરી પણ નાગવાળાનો મેળાપ ન થયો.

એક દિવસ જે જગ્યોએ સૂર્યનારાયણની પુજા કરવા માટે પાતાળમાંથી શેષનાગ દરરોજ મ્રત્યલોકની ભુમિ પર પધારતા હતા તે જગ્યોએ નાગમતી અકસ્માત જઇ પહોંચી. શેષનાગને દુરથી જોતાં "આ કોઇ જરૂર દેવતાઇ નાગ છે" એમ ચોક્કસ વિચારી નાગમતીએ ઘણીજ સંભાળપુર્વક મોરલી બજાવવી શરૂ કરી.

મોરલીના સુમધુર સુરે શેષનાગને પુજામાંથી ધ્યાન ભંગ કર્યા. "મને પણ ડોલાવી શકે એવી મોરલી બજાવનાર કોણ છે?" તે જાણવા તેઓએ ઉંચું જોયું તો

નાગમતી સામે ઉભેલી જોવામાં આવી તેઓ તેના પર પ્રસન્ન થયા અને બોલ્યા "બેટા, હું તારા પર પ્રસન્ન થયો છું! તારે જે કંઇ ઇચ્છા હોય તે માગ!"

"પ્રથમ આપ કોણ છો એ મને જણાવો પછી હું માગીશ!"

"હું પાતાળવાસી શેષનાગ છું, તારી જે કંઇ ઇચ્છા હશે તે અવશ્ય પુર્ણ કરીશ!"

"નાગવાળો આનોજ પુત્ર છે. આ સમય ઠીક હાથ આવ્યો છે" એમ વિચારી નાગમતીએ કહ્યું "જો આપ મારા પર પ્રસન્ન થયા હો તો હું જે માગું તે આપવાનું વચન આપો!"

"લે, આ મારૂં વચન!"

શેષનાગે વચન આપ્યું એટલે નાગમતીએ તેઓના પગમાં પડી કહ્યું "શ્રાપને લીધે તમારો જે પુત્ર મૃત્યુ લોકમાં ધવણવાળાને ત્યાં જનમ્યો હતો અને હાલ શ્રાપ મુક્ત થઇ તમારી પાસે પાછો આવેલ છે તેને મનુષ્ય સ્વરૂપે મને પાછો સોંપો!"

નાગમતીનું આ વચન સાંભળી શેષનાગ બે ઘડી

મૂર્છિત થઈ ગયા; પણ વચન આપી બંધાયેલા હોવાથી તેની માંગણી પૂર્ણ કર્યા વિના ચાલે તેમ ન્હોતું; કારણ કે શેષનાગ જેવા જો વચન ભંગ થાય તો પછી પૃથ્વીનો પ્રલયજ સંભવે ! આખરે બોલ્યું પાળવા માટે દૈવી શકતી વડે પાતાળમાંથી પોતાના પુત્રને બોલાવી મનુષ્ય (નાગવાળો) સ્વરૂપે નાગમતીને સોંપી તેઓ અંતરધ્યાન થઈ ગયા.

નાગમતી અને નાગવાળાનું આ રીતે પુનઃમિલન થતાં બંન્નેના હૃદય પ્રેમાનંદથી ઉછળવા લાગ્યાં. પ્રથમ નાગમતીએ સઘળી વાત નાગવાળાને કહી સંભળાવી અને પછી તેઓ બન્ને ત્યાંથી રવાના થઈ સરધાર ગયા.

નાગવાળાને પ્રેમમાર્ગમાં આડખીલીરૂપ આલણદે હતી; પણ તે નાગવાળાની અદ્દભૂત કથા માની સમજી ગઇ અને નાગમતીને બ્હેન માની ભેટી પડી.

---

# વિનુની વિરતા!

અથવા

# સ્વપ્નામાં સોટાબાજી!



મસ્તકના અત્યંત દુખાવાને લઇ વિનુ બીછાનામાં પડ્યો પડ્યો કપાળે બાંધેલ પાટાપર હસ્ત ફેરવતો હતો એવામાં તેનો દોસ્ત મનુ રૂમમાં દાખલ થયો. વિનુને કપાળે પાઘડી બાંધી પડેલો જોઇ મનુ ચમકીને બોલી ઉઠ્યો: "દોસ્ત વિનુ! આ શું? ગઇ કાલે સાંજે આપણે સાથે હતા ત્યારે તો તું સાજો સારો હતો અને અત્યારે ઘાયલ થઇ પડ્યો છે તેનું કારણ શું? કોઇ દોર-ઢાંખરે લગાડી દીધું-પછડાઇ મૂઓ કે કોઇ સાથે સંગ્રામ ખેલ્યો! કહે, દોસ્ત! જલ્દી કહે જે કંઇ પ્રાક્રમ કર્યું હોય તે જલ્દી કહે! મને બહુ ચિન્તા થાય છે!"

"ગજબ થયો! ભાઇ મનુ, ગજબ થયો! શું વાત કરૂં? મને કોઇએ માર્યો નથી કે પડી ગયો નથી પણ મેંજ મને માર્યો છે! અહાહા! બહુ વેદના થાય છે!" કહી વિનુ બીછાનામાં ગબડવા લાગ્યો.

"ભાઇ વિનુ, ગભરા નહીં! તારા બોલવાનો અર્થ હું બરાબર સમજી શકતો નથી! તેં તને માર્યો હોય એ બનેજ કેમ? મારૂં સડેલું ભેજું એ બીલકુલ સમજી શકતું નથી! અરે! એ ગંભીર ગુંચવાડો મારા ભેજાંની કચુંબર કરી નાખે છે! કૃપા કરીને તારે કપાળે આ પાટડું બાંધવાની ફરજ પડી એવી ભયંકર ઈજા કેવી રીતે થઇ તે ખુલ્લં ખુલ્લા સ્પષ્ટ શબ્દોમાં સમજાવ!" મુંઝાઇ પડેલા મનુભાઇએ ભાંગરો વાટયો.

"ભાઇ જરા સબુર! હું હમણાંજ તને જે કાંઇ બન્યું છે તે કહું છું! મને એટલી વેદના થાય છે કે આ કપાળના બે કાચલા કેમ નહીં થઈ જતા હોય એ મુસ્કેલી મને સમજાતી નથી! અરે! મારાથી તો બોલી શકાય તેમ પણ નથી; પણ હું આ કેવી રીતે બોલી શકું છું એ એક આશ્ચર્ય છે! હવે પછી તો આવું કદિ નહીં બને એ વિષે તારે અને મારે અવસ્ય ખાત્રી રાખવાની છે! આ વાત સાંભળીશ ત્યારે તને જરૂર હસવું આવશે પણ ખરે-ખર એ એક ભયંકર વાત છે!" વિનુએ ધીમે ધીમે ગાડું ગબડાવવા માંડયું અને પ્રસ્તાવનામાંજ પોણો કલાક લીધો.

"હું બેઠો છું—તારી સામે—પાસે જરા પણ ડર્યા સિવાય ધ્રુજતી છાતીએ જીવતો—જાગતો બેઠો છું—પાંચ મીનીટ આરામ લે! વેદનાનો ધોધ વહેતો કમી થાય એટલે

વાત કરજે ! ભાઇ, તને વેદના ભોગવતો જોઈ મારા હૃદયમાં કંઇને કંઇ થાય છે—વેદનાનો વાયુ વાવા લાગ્યો છે ! ઘણો વિચાર કરૂં છું કે તારૂં દુઃખ હું લઇ લઉં પણ એ કેમ બને એજ અણઉકેલ કોયડો છે !" મનુએ આશ્વાસન આપતાં કહ્યું.

થોડી વારે વેદના કંઇક ઓછી થતાં વિનુએ વાત કરવા માંડીઃ—સાંજે આપણે બન્ને જુદા પડયા ત્યાર પછી આ ગજબનાક બનાવ બન્યો છે. ઘેર આવી જમ્યા પછી **"મહિલાઓની મહાકથાઓ"** માંની **"અતિલક્ષ્મીની આત્મકથા"** નામની વાર્તા વાંચતો આરામ ખુરસીપર લાંબો થઇને પડયો હતો. અગીઆર વાગ્યાને સુમારે નિંદ્રાદેવીની પધરામણી થવાના ચિન્હ જણાવા લાગ્યા એટલે હું બીછાનામાં પડયો. તુર્ત જ નિંદ્રાબાઇ પધાર્યાં. સ્વપ્નસૃષ્ટિ ખડી થઇ. સ્વપ્નામાં ભયંકર—અતિ ભયંકર બનાવ બન્યો અને એ સ્વપ્નને અંગેજ આ લોહી લોહાણુ થયું છે. દોસ્ત મનુ ! મારા સ્વપ્નાની શી વાત કરૂં ? મને હજી બીક લાગે છે ! તેનું પરિણામ તો આ તું નજરે જોઇ શકે છે ! સ્વપ્નામાં ભયંકર મારામારી થઇ—ત્રણચાર બદમાસો મારાપર તૂટી પડયા ! હું પણ સામે થયો ! ભયંકર સોટાબાજી થઇ.........................."

"સ્વમામાં સોટાબાજી? મોટામાં મોટું આશ્ચર્ય! અને તેનું આ પરિણામ? ગજબની વાત! પણ એ માનીજ કેમ શકાય! સ્વમામાં એમ કદિ બનેજ નહીં! તું તદ્દન અસત્ય વાત કરતો જણાય છે!" મનુ આશ્ચર્ય પામી વાત વચ્ચેજ બબડી ઉઠયો.

"ભાઈ, ઉતાવળો કાં થા? ધીરજને બાંધી રાખ! પુરી વાત સાંભળ! સ્વમાની સોટાબાજી સાચી ન માની શકતો હો તો ખેર! પણ આ મ્હેંકાણ કેમ થઇ એ હકીકત જાણ્યા પહેલાંજ સત્યવાદી રાજા હરિશ્ચંદ્રના અવતાર સરીખા મને અસત્યવાદી કહેવાની ધૃષ્ટતા કાં કર!" વિનુએ ધીમેથી કહ્યું.

"ઠીક, આપનું વિવેચન આગળ ચલાવો! મારી અટકળ ખોટી હોય તો માફી ચાહું છું!" મનુએ ટુંકેથી પતાવ્યું.

"મારી અને બદમાસોની વચ્ચે ભયંકર સોટાબાજી ચાલતી હતી તે દરમ્યાન સામેથી બીજા બે બદમાસ હાથમાં ડંડા લઇને દોડતા આવતા દેખાયા એટલે ગભરાઇને હું રમખાણનું સ્થળ છોડી નાઠો. બદમાસો મારી પુંઠે પડયા. હું મારા જીવને હાથમાં લઇને દોડતો–પડતો જતો હતો તે બાજુએથી પણ એક બાંડીઓ બદમાસ સામે

દોડતો આવતો દેખાયો. આ વખતે મારી સ્થિતિ મહાત્મા ત્રિશંકુથી પણ વિશેષ કફોડી થઇ. મારા હોસકોસ ઉડી ગયા; પણ હું જીવતો હતો એમ જણાતાં મરણીઓ થઇ દોડવા લાગ્યો અને સામેથી આવતા ઠીંગુજીના મસ્તકમાં જ્યાં ડંડાનો જીવલેણ ફટકો ફટકાવવા જાઉં છું ત્યાં સ્વપ્નું ખલાસ થયું અને જાગતાં જોયું તો મારૂં કપાળ ખરેખર ફાટી ગયેલું જણાયું. મારી કારમી ચીસ સાંભળીને ગૃહના માણસો ત્યાં તાબડતોબ દોડી આવ્યા. મારા કપાળમાંથી લોહીની ધારા ગંગાના નમ્ર પ્રવાહ પ્રમાણે વહેવી ચાલુજ હતી તેને દવા લગાવી બંધ કરી અને કપાળે આ પાટ્ટુ વીંટાળ્યું. હજી તો મારા માતાજી ને પિતાજી મારી સારવાર કરી નવરા થયા નહોતા ત્યાં તો થોડા દુર પોઢેલા મારાં મીસીસનો રંગ બેરંગી રાગડો વાતાવરણ જરા શાંત થતાં– સાંભળવામાં આવતાં સર્વે ત્યાં દોડી ગયાં અને ત્યાં જઈ જુએ તો **મારી અલી**ની પણ મારા જેવીજ સ્થિતિ! ફીકાની માને પણ દવા લગાવી કપાળે ફેંટો બાંધ્યો. તેની પણ અત્યારે મારા જેવીજ સ્થિતિ છે! તે જોવું હોય તો જોઈ આવ! બાજુના ઓરડામાં ઉંહકારા કરતી એ પણ પડી છે!"

"અરે! પણ આ બધું કેમ બન્યું એ તો કંઇ કહ્યું નહીં! સ્વપ્નું ખતમ થયા પછી તારૂં કપાળ કેવી

રીતે ફુટયું તે તો કહે? સ્વપ્નું તને આવ્યું-સોટાબાજી તારે અને બદમાસોને થઇ તેમાં મારા ભાભી સાહેબની ગુન્હેગારી શું? વિગેરે વાત જાણવા મારૂં દિલ તલપાપડ થઈ રહ્યું છે; માટે જલ્દી રહે!" મનુએ અધિરાઇથી કહ્યું.

"ભાઇ, એ બધું હું કહું છું એટલીવારમાં ઉતાવળો કાં થા?"

"વારૂ, વારૂ! કવીક માર્ચ!"

"હું હંમેશાં મારા બીછાનાની બાજુમાં એક લાંબી ડાંગ-મથુરાજીના ચોબા જેવી-રાખીને સુઉં છું એ તો તું પણ જાણે છે. આમાં બાબત એમ બની કેઃ—સ્વપ્નું ખતમ થતાં મારી નિદ્રા પુરી ઉડી નહોતી તેથી સ્વપ્નામાં સામેથી દોડતો આવતો જોયેલો ઠીંગુજી બદમાસ ખરેખર મને મારવા આવે છે એવો ભ્રમ મારા દિલમાં થયો. અર્ધ જાગૃતાવસ્થામાં મારી ડાંગને ઉપાડી હું તેને મારવા બીછાનામાંથી ઉઠીને દોડયો અને તેથી સામી ભીંત સાથે જોરથી અથડાયો-પરિણામ એ આવ્યું કે મારા કપાળના કાચલા થઇ ગયા અને મારી ડાંગ ભીંત સાથે અથડાવાથી ઉછળીને બીછાનામાં પોઢેલા મારા મીસીસ ઉર્ફે તારા ભાભીના માથામાં લાગવાથી તેના માથાનો પણ મંદો થઇ ગયો

આ મારા પાઘડું બાંધવાને ભાગ્યશાળી થયેલા કઠણ કપાળની કરૂણ કથની !"

સ્વપ્નાને અંતે ડાંગે બહાદુર વિનુએ ભીંત સાથે કરેલી ખુનખાર લડાઇ અને તેથી તેને તથા તેના બુચાની બાને થયેલી ભયંકર ઇજાની આશ્ચર્યજનક તેમજ હાસ્યજનક કથની સાંભળી મનુ ખડખડાટ હસી પડયો અને વ્યંગમાં બોલ્યો "શાબાશ ! વિનુ, શાબાશ ! ! દોસ્ત, તેં તો ગજબ કરી ! હિન્દુસ્તાનનાં હાલી નીકળેલા નર–વીરોની બહાદુરી ( ! ) ના બદલામાં સરકાર માબાપ જેમ તેઓને અંગ્રેજી બારાક્ષડીના અનેક વિધ અક્ષરો એનાયત કરે છે તેમ "**મોદાની લાપસી**" માત્ર નહીં પણ તારી આ અજબ બહાદુરીના બદલામાં મારે તને "ગોલ્ડ મેડલ" એનાયત કરવા જોઇએ ! પરંતુ દિલગીર છું કે મારા ગજવામાં એક ફુટી બદામ પણ નથી !"–શુરવીર તે આનું નામ !

---

# મશ્કરીનું પરિણામ

અથવા

# નારદજીની કમબખ્તી !



"નારદ" એ નામજ ન્યારૂં છે. એ નામ આજકાલ પણ પ્રચલિત છે. તેની મહત્તાનું સમસ્ત સંસારને ભાન હોવાથી નારદજીની ઓળખાણ કરાવવાની આવશ્યકતા હોય એમ લાગતું નથી. મુનિવર નારદજી જેને તેને લડાવી મારવામાં સંપૂર્ણ પાવરધા હતા. જ્યાં ત્યાં કલહાગ્નિ સળગાવવાનો તેઓનો પરમ પ્રિય વ્યવસાય હતો. કોઈને કોઈ સ્થળે ફાગણ સુદ પૂર્ણિમા પ્રકટાવ્યા વિના તેઓને બીલકુલ ચેન પડે નહીં. કજીઆના ઇજારદાર તરીકે આજે પણ લોકો એજ નામનો ઉપયોગ કરે છે.

"આજે કોના ઘરમાં શ્રો ઘાલશું ?" એવો ઉમદો વિચાર કરતા એક દિવસ નારદજી અંતરિક્ષમાંથી પસાર થતા હતા. "આજ સુધીમાં ઘણાને લડાવી માર્યા છે અને હેરાન કર્યા છે પણ શ્રીકૃષ્ણ ભગવાન કદિ ઝપાટામાં આવ્યા નથી તો આજે તો

તેઓને ત્યાંજ હુતાશની પ્રકટાવી દઉં !" એવો નિશ્ચય કરી તેઓએ સ્વર્ગ પ્રતિ પગલાં માંડયા.

નારદજી પ્રથમ ભગવાન પાસે નહીં જતાં સીધા રાણીવાસમાંજ ધુસી ગયા—જ્યાં લક્ષ્મીજી, રૂક્ષ્મણીજી, રાધાજી, સત્યભામાજી, જાંબુવંતીજી વિગેરે ભગવાનની પટ્ટરાણીઓ ટાઢા પહોરના તડાકા ઠોકતી બેઠી હતી.

"પધારો ! પધારો ! ! મુનિરાજ, પધારો ! ! ! આજ તો ઘણા દિવસે દર્શન દીધા ! હમણા તો બીલકુલ દેખાતાયે નથી ! કહો જોઈએ, હાલમાં નવીન સમાચાર શું છે ?" લક્ષ્મીજી વીગેરેએ નારદજીને આવકાર આવતાં પ્રશ્ન પૂછયો.

"પ્રભુએ એક કામ સોંપ્યું હતું તે કરવા ગયો હતો એટલેજ આપની પાસે આવી શકયો નથી. નવીન સમાચાર તો ઘણે તમારેજ જાણવા જેવા છે પણ માતાજી ! એ સાંભળવામાં સાર નથી; માટે કંઇ નહીં ! એ તો એમજ ચાલ્યા કરે છે !" નારદજીએ વગર દિવાસળીએ સળગાવી દીધી.

"નારદજી, એમ નહીં ચાલે ! જે કંઇ હકીકત હોય તે તો તમારે અમને કહેવીજ પડશે ! પછી ભલે તેમાં સાર ન હોય !" સઘળીઓએ આતુરતાથી કહ્યું.

નારદજીને તો એટલુંજ જોઇતું હતું. તેઓએ એક એવી મોં માથા વિનાની વાત કરી કે જેમાં તેઓ નહોતા બોલ્યા એટલુંજ સત્ય હતું.

નારદજીની વર્ણેલી વાત સાંભળી ભગવાનની સર્વ રાણીઓના ગુસ્સાનો પાર ન રહ્યો.

નારદજીએ જાણ્યું કે પાસો પોબાર પડયો છે એટલે ચાલતી પકડી અને "ભજ મન નારાયણ, નારાયણ"નો શબ્દોચ્ચાર કરતા કરતા સામેના બંગલામાં ભગવાન બિરાજમાન હતા ત્યાં પહોંચ્યા.

ભગવાન અટારીમાંજ ઉભા હતા. કોઇ દિવસ નહીં ને આજે નારદજીને પ્રથમ રાણીવાસની મુલાકાત લઇ પોતા પાસે આવતા જોઇ વિચાર્યું કે "જરૂર આજે કંઇક નવાજુની હોવા સંભવ છે!"

"ઓહો હો! નારદજી, આજે તો રાણીવાસમાં આપના પવિત્ર પગલાં પ્રથમ કરી દેવીઓને ભાગ્યશાળી બનાવી એ શું? કહો, વાતાવરણ કેમ છે?" નારદજી કૃષ્ણ નિવાસમાં આવી પહોંચતાં ભગવાને પૂછ્યું.

"પ્રભુ, એ સઘળું પછી આજે તો પ્રથમ મને ભૂખ બહુ લાગી છે એનું કંઇક કરો!" નારદજીએ અજબ રંગ તુરતજ જોવા માટે અજબ જવાબ આપ્યો.

"ભૂખ લાગી છે તો દેવીઓને કહેવું નહોતુ?"

"તમોને મૂકીને તેમને કયાં કહું? અને તે જ્યાં કહેવાતું હોય ત્યાં કહેવાય! સ્ત્રીઓનો સ્વભાવ વિચિત્ર હોય છે! દેવીઓ પાસે ખાવાની માંગણી કરું એટલે તેઓ મને "ભૂખ બારસ" સિવાય બીજી ઉપાધિ શા માટે વળગાડે? એ વાતો કરવાનો વખત નથી! તુરત ખાવાના પ્રબંધ કરો નહીંતર હું મરી જઇશ!"

"ઠીક લ્યો, હું હમણાજ જમવાનો બંદોબસ્ત કરી આવું છું." એમ કહી ભગવાન રાણીવાસમાં રસોઇની વરધી આપવા પધાર્યા.

ભગવાન ગયા પછી નારદજીએ કાખલી કુટી. "હવે બરાબર રંગ જામશે! આજે દેવીઓ ભગવાનને બોઠા પડાવશે!"

ભગવાન રાણીવાસમાં જઇ જુએ તો સર્વે રાણીઓ તોબરા ચડાવી-ભયંકર સ્વરૂપે-ખુણામાં ભરાઇ બેઠી હતી. "કોઇ દિવસ નહીં અને આજે આ શું?" ભગવાન વિચારમાં પડી ગયા પણ કંઇ સમજી શકયા નહીં, તેઓએ "આજે નારદજી અહીં જમવાના છે માટે તુરત રસોઇ બનાવો." એવી સતિઓને વિનવણી કરી પણ નારદજીનો ગુરૂમંત્ર બરાબર લાગી ગયો હોવાથી એકેએ ભગવાનને દાદ ન આપી. ભગવાનની કારી નહીં ફાવતાં આખરે વિલે મોઢે તેઓ રાણીવાસમાંથી બહાર નીકળ્યા.

બહાર આવી ભગવાને વિચાર્યું કે "જરૂર આ નારદજીનું કામ છે! ફીકર નહીં! તેઓએ આજે મારી પણ મશ્કરી કરી છે તો હું પણ તેઓને આજે બતાવી આપું કે "નહીં કરવા યોગ્યની મશ્કરી કરવાનું કેવું પરિણામ આવે છે!"

નારદજી, આજે કોણ જાણે અકસ્માત્ શું બન્યો છે કે સઘળી રાણીઓ રિસાઇ બેઠી છે! કારણ સમજાતું નથી! રસોઇ બનાવવાની મેં ઘણી વિનંતી કરી પણ કંઇ શુભ પરિણામ ન આવ્યું! આજે તો આપ જરા તસ્દી લીઓ ને દેવીઓને સમજાવી આવો!" ભગવાને કૃષ્ણનિવાસમાં આવી નારદજીને વિતક વાત કહી.

"તમારૂં કહ્યું ન માન્યું તો મારાથી કેમ માનશે!"

"તમારૂં કહેવું દેવીઓ માને છે અને આજે પણ જરૂર માનશે માટે તમે જાવ તો ખરા!"

ભગવાન જાણે મૂંઝાયા છે એમ સમજી નારદજી રાણીવાસમાં ગયા, વળી તેઓએ એક એવો ગપાટો માર્યો કે દેવીઓની રીસ ઉતરી ગઇ અને નારદજીએ પ્રથમ કરેલી વાતનું વિસ્મરણ થઈ ગયું. તેઓ રસોઇ બનાવવાના કામમાં ગુંથાઇ ગઇ. કોઈ મહાભારત કાર્ય કરનારને જેટલો આનંદ થાય તેથી પણ વિશેષ આનંદ નારદજીને થયો. પછી તેઓ ભગવાન પાસે આવવા નીકળ્યા.

"શું કરી આવ્યા ?" નારદજી આવતાં ભગવાને પૂછ્યું.

"રસોઇ બનાવવા માંડી છે. હમણાંજ તૈયાર થઇ જશે !" નારદજીએ જવાબ આપ્યો.

"ઠીક, રસોઇ થાય એટલીવારમાં ચાલો આપણે નદિએ નાહી આવીએ." નારદજીને નવ-રંગ ખેલ બતાવવા માટે ભગવાને બાજી રચી.

ભગવાન અને નારદજી ધોતીયાં લઇ નદિએ ગયા. ન્હાતા ન્હાતાં "અત્યારે બરાબર તક છે." એમ જોઇ નારદજીએ જેવીપાણીમાં ડુબકી મારી કે ભગવાને પોતાની માયાને પ્રભાવે નારદજીને એક માયાવી શહેરમાં પહોંચાડી દીધા.

* * * *

નારદજી પોતાનું સ્વરૂપ જોઇને આભાજ બની ગયા; કારણ કે તેઓ એક સોળ વરસની સુંદરી બની ગયા હતા. નારદજીએ વિચાર્યું કે "ભગવાનની મશ્કરી કરવા જતાં આપણી તો પૂરેપૂરી કમબખ્તી થઇ ! ખેર જે માથે પડી તે ભોગવ્યે છુટકો છે !"

નરમાંથી નારી બનેલા નારદજી ગામમાં જતા હતા ત્યાં દરવાજે પોલીસે રોકીને પૂછ્યું "બાઇ, તમે કોણ છો ? ક્યાં જાવ છો ? પરણેલા છો કે કુંવારા ?"

"પરણેલા છો કે કુંવારા ?" એનો શું જવાબ આપવો તેના વિચારમાં નારદજી ગુંચવાય ગયા.

"આખરે જવાબ આપ્યો "જમાદાર, હું પરદેશી છું આ ગામ જોવા આવી છું અને હજી કુંવારીજ છું !"

"એમ ! ત્યારે તો આ ગામમાં કોઇ પણ સ્ત્રી કુંવારી જોવામાં આવે તેને ગમે તેની સાથે પરણાવી દેવાનો મહારાજા સાહેબનો હુકમ છે એ તમોને લાગુ કરવો પડશે !" એમ કહી જમાદારે નારદજીને બેસાડી રાખ્યા અને પછી ત્યાંથી એક કુંવારો માણસ નીકળ્યો તેની સાથે નારદજીનો હસ્ત મેળાપ કરી દીધો. તે વાંઢો નારદજીને પોતાને ઘેર લઇ ગયો.

*    *    *    *

"ભગવાને ખેલ તો સારો કર્યો !" એમ વિચારી લાચારીએ નારદજી સ્ત્રી સ્વરૂપે તે પુરૂષ સાથે રહેવા લાગ્યા. પ્રકૃતિને પ્રતાપે નારી સ્વરૂપ નારદજીને હમેલ રહ્યા અને થોડા વખતમાં બાળકનો જન્મ થયો. આ પ્રમાણે સંસાર—વ્યવહેવાર કરતાં નારદજીને ડઝનબંધ છોકરાં થઇ પડયાં. તે પણ એકાદ ડઝન નહીં હો ! પાંચ ડઝન ને એક છોકરાં નારદજીના મોઢા આગળ રમવા લાગ્યાં.

આખરે નારદજીનો પતિ મરણ પામ્યો. શિષ્ટાચાર મુજબ પતિ મરણ પામતાં જે કંઇ રડવા કુટવાની ક્રિયા

પત્નિએ કરવી જોઇએ તે નારદજીએ આદરી દીધી; પરંતુ આ ગામમાં એટલેથી નહોતું પતતું. અહીં તો પતિ પાછળ સતિ થવાનો રિવાજ હતો. સગાં સંબંધીઓએ પતિ સાથે સળગી મરવા માટે નારદને તૈયાર કર્યા. આથી નારદજી ગભરાણા–મુંઝાણા; પણ તેમ કર્યા વિના બીલકુલ ચાલે એમ નહોતું.

નારદજી પોતાના મૃત પતિના શબને ખોળામાં લઇ સ્મશાન ભૂમિપર ખડકાયેલી ચિતા પર ચઢી બેઠા. છોકરાએ અગ્નિદાહ આપ્યો. ચિતા સળગવા લાગી. આ વખતે નારદજી ગળગળા થઇ ગયા. આંખમાંથી શ્રાવણ–ભાદરવો વરસવા લાગ્યો અને ભગવાનને અંતઃકરણ પૂર્વક એક ચિત્તે સંભાળવા લાગ્યા !

"મારી મશ્કરી કરવાનો નારદજીને હવે પૂરતો બદલો મળી ગયો છે અને હદ થઇ છે" એમ નદીમાં ન્હાતાં ન્હાતાં ભગવાને વિચારી પોતાની માયા પાછી ખેંચી લીધી અને તેઓ પાણીમાં ડુબકી મારી ગયા. આ સઘળો ખેલ ભગવાને માત્ર ત્રણ મીનીટમાં ભજવ્યો.

નારદજી પાણીમાંથી બહાર નીકળ્યા અને કીનારે જઇ કપડાં પહેરવા લાગ્યા; એટલે ભગવાન પાણીમાં દેખાયા અને નારદજી પ્રત્યે બોલ્યા "અરે ! નારદજી શું ભૂખ બહુ લાગી છે ? એટલીવારમાંજ નાહી લીધું ? હજી તો ત્રણ ચાર મીનીટ માંડ થઇ હશે !"

" બસ કરો ! પ્રભુ, બસ કરો !! હવે બહુ થઇ ! મારી તો આજે મીટ્ટી ખરાબ કરી દીધી !" એમ કહી નારદજી રોષ ભર્યા પ્રભુની કે પ્રભુના જવાબની રાહ નહીં જોતાં ઉભા પુછડીએ નાઠા.

નારદજીની ભૂખ ભૂખને ઠેકાણે રહી—રસોઇ રસોડામાં રહી અને પ્રભુ દાંત કાઢતા પાણીમાં રહ્યા !

*  *  *  *

નારદજી જેવા કજીઆ દલાલોનો આજે પણ દુનિયામાં ટોટો નથી; તેમાં પણ સાક્ષર નામથી ઓળખાતા સમાજમાં એવા લોકો વધારે નજરે પડે છે. આવા સદા સ્વહિત સાધક, શેખીખોર, સાક્ષર નામ ધારી રાક્ષસો અને અન્ય કલહ પ્રિયાત્માઓનું અસ્તિત્વ પૃથ્વીની પીઠ પર ન હોય તો શું સરસ્વતી દેવી કે પૃથ્વી દેવી પોક મૂકીને રડવાના હતા ?

જેવી રીતે નારદજીને શ્રી કૃષ્ણચંદ્રનો ભેટો થઇ જતાં કમબખ્તીનો પાર ન રહ્યો તેવી રીતે કદિને કદિ પણ શ્રી કૃષ્ણનો ભેટો અવશ્ય થવાનો એવું આજકાલના નારદજીઓ સમજતાં શીખે તો ?

# લક્ષ્મી

અથવા

# સંસારની શોભા.

(૧)

લક્ષ્મીએ પોતાની મેલી અને ફાટેલ તૂટેલ સાડીના પાલવ વડે પોતાના નયન-નીર લુછતાં તુલસીના વૃક્ષ પાસે બે દીપક સળગાવીને રાખ્યા અને તુલસીને ભકિતભાવ પૂર્વક પ્રણામ કરી તે ત્યાં બેસી ગઈ. પછી તે સ્વતતઃ બોલવા લાગીઃ—

"આજે દીવાળીનો શુભ દીવસ છે. ઘેર ઘેર લક્ષ્મી-પૂજન થઇ રહેલ છે. અમાવસ્યાની ઘોર અંધારી રાત્રી પણ અસંખ્ય દીપકોનાં ઝગમગાટથી પ્રકાશપૂર્ણ જણાય છે. સઘળાનો અંત છે પણ મારા હૃદયની અંદર અમાવાસ્યાનો જે ઘોર અંધકાર પોતાનો પ્રભાવ જમાવી બેઠેલ છે તેનો અંત નથી! હે કરૂણાસાગર! મારા કયા પાપોને કારણે મારી આવી દશા કરી છે? આજે સર્વ કોઇનાં બાળકો મિઠાઇ અને રમકડાં લઇ તથા નવાં વસ્ત્રો પહેરી આનંદથી અહીં તહીં દોડી રહેલ છે; પરંતુ મારો

પાંચ વર્ષનો બાળક મનુ એ ચીજો માટે આજે તલસી રહ્યો છે! એક દિન એવો પણ હતો કે જ્યારે આ ઘેરથી દીવાળીના શુભ અવસર પર સેંકડો રૂપીઆની મિઠાઇ-રમકડાં અને વસ્ત્રો ગરીબોને મફત અપાતાં હતા અને હજારો દીપકો આ વિશાળગૃહની શોભાને પોતાની કમનીય કાન્તિથી વધારી રહ્યા હતા; પરંતુ અફસોસ! આજે એજ ઘરનાં સ્ત્રી-બાળક અન્ન અને વસ્ત્રને માટે વલખાં મારી રહેલ છે! પતિ એજ સ્ત્રીઓનું ધન છે! જ્યારે તે તેનાથી વિમુખ થાય ત્યારે લક્ષ્મી તેની પાસે ક્યાંથી રહે-આવે? તેઓને તો રાત્રિ દિવસ જુગારનીજ ધુન લાગી રહે છે; તેઓ બબ્બે ચાર ચાર દિવસ સુધી ઘેર પણ આવતા નથી! જ્યારે રૂપીયાની જરૂર પડે ત્યારે ઘેર આવે છે અને રૂપીઆ અથવા ઘરની જે વસ્તુ હાથમાં આવે તે લઇ છ-પાંચ અગીયાર ગણી જાય છે! એ કારણે આજે ઘરની આ દશા છે, એક મુઠ્ઠી અન્ન માટે તલસવું પડે છે! કૃપાધિન, હવે તો સહન નથી થતું!"

આ પ્રમાણે બોલતાં બોલતાં લક્ષ્મીનું ગળું રૂંધાઇ ગયું અને તેના નયનોમાંથી અવિરામ અશ્રુધારા વહેવા લાગી. બાળક મનુ પણ ત્યાં આવી માતાના શાન્તિદાયક ખોળામાં સુઇ ગયો.

આ સમયે ઘરના કમાડ ખોલી રામપ્રસાદે અંદર પ્રવેશ કર્યો અને આવતાંજ લક્ષ્મીને કહ્યું "અત્યારે મને

પાંચસો રૂપીયાની અત્યંત આવશ્યકતા છે! ગમે ત્યાંથી મને લાવી દે! જો નહીં લાવી દે તો તારે પરિણામ અનિષ્ટ છે!"

આ વચનો સાંભળી લક્ષ્મીએ અશ્રુભર્યાં નયને પતિ તરફ જોયું અને નમ્ર પણ સ્પષ્ટ દૃઢતાયુકત શબ્દોમાં કહ્યું "પ્રાણનાથ, હજી પણ ચેતો! શયતાનોનાં ચક્રરમાં પીસાતાં પહેલાં હજી પણ ચેતો! પોતાનું ઘર સાચવી તમાશો જોવાવાળાઓનો સંગ છોડી દીઓ! આપની બુદ્ધિમતા માટે મને તો અતિ ગર્વ હતો—છે! આપની સાથે હું મને મહાભાગ્યશાળી સમજતી હતી; પરંતુ આજે આપનો આ કેવો વિકટ વેશ છે? તનમાં બળ નથી, મુખપર તેજ નથી અને દિવસાનુદિવસ કંગાળ વેશમાં આપ રાત્રિ દિવસ જ્યાં ત્યાં ભમ્યા કરો છો! કદાચ આપને આપના પોતાપર તેમજ મારાપર દયા ન આવતી હોય તો આપણા આ સુકોમળ સંતાન મનુપર તો દયા કરો! તમારો આ પ્યારો મનુ કે જે તમારાથી એક ક્ષણ પણ વિમુખ નહોતો રહેતો તે તમારા આ દીનતાપૂર્ણ—ભયાનક વેશને જોઇ ભયને કારણે તમારી પાસે આવતાં પણ ડરે છે! જ્યાં સુધી મારી પાસે ધન હતું ત્યાં સુધી તે આપનુંજ સમજી સર્વસ્વ આપી દેવામાં મેં કદી પણ આનાકાની કરી નથી! તદુપરાંત આપ મારા અંગપરના દાગીના પણ લઇ ગયા છો! સ્ત્રીનું સાચું ધન તો સ્વામી

છે—જ્યારે તે વિમુખ થાય ત્યારે લક્ષ્મી પાસે ક્યાંથી રહે—આવે? એ કારણે અમારી એવી દુઃખદ દશા થઇ છે કે આજે દીવાળી જેવા તહેવારને દિવસે પણ આ બાળકને અન્ન અને વસ્ત્ર વિના ટળવળવું પડે છે!" આ પ્રમાણે લક્ષ્મી છાતીફાટ રૂદન કરવા લાગી.

પરંતુ જેનું હૃદય મલિન હોય છે તેને કોઇપણ વાતની અસર નથી થતી. પાપીનો આત્મા નિર્બળ અને વિચાર સંકુચીત થઇ જાય છે. તેનામાં આત્મવિશ્વાસ બીલકુલ નથી રહેતો અને તેથી તે બુદ્ધિહીન બની એક પાપ સાથે બીજાં પાપ પણ કરી બેસે છે!

રામપ્રસાદે પત્નિની આટલી વાતો તો જેમ તેમ સાંભળી પણ હવે તેનાથી ન રહેવાયું તેણે ક્રોધથી ઉન્મત્ બની લક્ષ્મીની છાતીમાં એક જોસપૂર્ણ લાત મારી અને કહ્યું "અભાગિની! હું અત્યારે તારી પાસે જ્ઞાન ગ્રહણ કરવા નથી આવ્યો! મારી બાઇડી થઇ મને ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરે છે!"

પરંતુ લક્ષ્મી આ શબ્દો સાંભળી શકી નહીં, કારણ કે તે નિર્બળ નારી નર-પશુના પદાઘાતથી મૂર્છિત થઇ જમીન પર પડી ગઇ હતી. તેના મુખમાંથી રક્તધારા વહેવા લાગી હતી; પરંતુ મદાંધ-જુગારી રામપ્રસાદે તે જોવા છતાં તેની દરકાર ન કરી! તેણે તો લક્ષ્મીની કમ્મરેથી ચાવીનો ઝુડો કાઢી લીધો અને ત્રીજુરી ખોલી. પણ

પાંચસો રૂપીયા તો શું પણ પાંચ પૈસાએ તેમાંથી ન નીકળ્યા ! તેમાં લક્ષ્મીના કંઇક રહ્યા સહ્યા દાગીના હતા તે લઇ તે છ–પાંચ અગીયાર ગણી ગયો. લક્ષ્મી કયાં સુધી બેહોસ પડી રહી એ પરમાત્મા જાણે !

( ૨ )

પ્રાચીન સમયમાં શિવપુરી એક સુવિખ્યાત નગરી હતી. તેમાં મોટા મોટા આબરૂદાર શ્રીમંતો, જ્ઞાનિઓ અને રાજનીતિજ્ઞ ચાણાકયોનો વાસ હતો. આજે પણ તેની ગગન ચુમ્બીત ઇમારતો અને પડી ગયેલ ખંડીયેરો ભૂતકાળના ગૌરવનું ભાન કરાવે છે; પરંતુ પ્રકૃતિના નિયમ અનુસાર પ્રત્યેક વસ્તુનું પરિવર્તન થયા કરે છે. કુદરતના એ કાયદા અનુસાર શિવપુરી પોતાનું ભૂતકાલીન ગૌરવ ગુમાવી વર્તમાન કાલીન કહેવાતા ગૌરવ અને સૌન્દર્યથી વિભૂષિત છે !

ભૂતકાળમાં જે સ્થાનો પર વેદ મંત્રો અને સામાજીક ગહન વિષયો પર ગંભીરતાપૂર્વક ચર્ચાઓ થતી હતી, અફ્સોસ ! તેજ પવિત્ર સ્થાનો આજે પરનિંદા અને બે છક બારની ભયંકર બદીની બદબોથી ગંધાઇ રહેલ છે ! આજે દેશના શિક્ષિત–અશિક્ષિત–બાળક–યુવાન તેમજ વૃધ્ધ વિગેરે અધિકાંશ લોકો એકજ રંગમાં રંગાઇ જીવન વ્યતિત કરી રહેલ છે !

હાય ! આ કેવી વિકટ પરિસ્થિતિ ! કેવું ભયંકર

પરિવર્તન ! કેવું નારકીય પતન ! આ દશા જોઇ નિમ્ન લિખિત ઉદ્‌ગાર સહેજેજ મુખમાંથી બહાર નીકળી પડે છે:–

**જુએ કદિ પુર્વજ અમારા,**
**સ્વર્ગથી આવી અહીં;**
**રૂએ કલેજા ફાટ,**
**નીરખી (અમને) દુર્દશા આવી મહીં !**

જુગારથી વધારે બુરૂં કામ સંસારમાં બીજું એકે નથી. જે મનુષ્ય એ દુર્વ્યસનમાં ફસાય છે તે બીજા કોઇ પણ દુર્ગુણથી બચી શકતો નથી. પોતાની ઇચ્છાઓની પૂર્તિ માટે જુગારી નીચમાં નીચ ઘૃણિત કર્મ પણ કરી નાખે છે. તેને સત અસતનું કંઇપણ ભાન નથી રહેતું !

આ દુર્વ્યસનના પંજામાં ફસાઇ કેટલાએ આદર્શ જ્ઞાનિઓ પોતાના જ્ઞાનને ગુમાવી બેઠા છે. કેટલાએ ધનવાનો અને આબરૂદારો ભીખારી બની આજે અનાજના એક દાણા માટે નાઇલાજ થઇ ઘેર ઘેર ભીખ માગતા ફરે છે ! **જે શહેર, ગામ અથવા ગૃહમાં જુગાર રૂપી શયતાન –પાપીનો પગ પેશારો હોય કે એક વખત પણ પગ પેશારો થયો તેનું સત્યાનાશ વાળ્યા વિના તે કદિ પાછો નથી નીકળતો !** શિવપુરીના શિરતાજ જુગાર ને "મોજ–શોખ" ના સાધન તરીકે ઓળખાવે ત્યાં ઇલાજ શો ?

જુગારના ભયંકર–પ્રત્યક્ષ–પરિણામ સ્વરૂપ આજે દેશમાં કોણ જાણે કેટલી હત્યાઓ અને આત્મહત્યાઓ થતી હશે ? કોણ જાણે કેટલા નાના બાળક અને સાધવી સ્ત્રિઓ તેની ભયંકર જ્વાળામાં નિરંતર ભસ્મિભૂત થતી હશે ? કોણ જાણે કઇ અનિષ્ટ ઘડીએ આ પાપી ખેલની સૃષ્ટી રચાયેલી હશે અને તેમાં પણ પવિત્ર ધાર્મિક તહેવારોના શુભ અવસર પર આ અનિષ્ટકારી ખેલ ખેલવાની પ્રથા ક્યારે ઘુસી ગઇ છે એ નથી સમજી શકાતું !

રામપ્રસાદ શિવપુરીના એક ઉચ્ચ વંશના આબરૂદાર શ્રીમંત સજ્જનનો એકનો એક પુત્ર હતો. તેના પિતાએ તેને યોગ્ય બનાવવામાં કંઇ બાકી ન રાખી. તેને બી. એ. સુધીનો અભ્યાસ કરાવ્યો પણ તેને આજકાલની ફેશન અનુસાર કોલેજના અભ્યાસ દરમ્યાનજ જુગાર રમવાની આદત પડી ગઇ. સદા કપટી–કુટિલ મિત્રોનો સાથ અને હાથમાં પૈસાની છાકમછોળ, પછી પુછવા જેવુંજ શું હોય ?

બાપની હૈયાતી સુધી તો તેને કંઇક બીક હતી; પરંતુ બાપના મૃત્યુ પછી રામપ્રસાદને રોકવાવાળું કોઇ નહોતું. એથી બાપની સંપતિ ધીમે ધીમે નષ્ટ થવા લાગી. ગૃહની આ દશા જોઇ લક્ષ્મી હાથ જોડી–પગમાં પડી–બાળક મનુને સામે નાખી પતિને અનેક પ્રકારે સમજાવતી; પરંતુ તે અધમાચરણી નર–પશુને પોતાની દુર્દશાનું

અત્યાર સુધી કંઇપણ ભાન નહોતું. તે તો જ્યારે પૈસાની જરૂર પડે ત્યારે ઘેરે આવી જે કંઇ મળે તે લઇ ચાલતો થતો અને તેના જુગારના ભયંકર અગ્નિકુંડમાં હોમી દેતો. આવી રીતે દીવાળીને દિવસે જ્યારે તેને પાંચસો રૂપીઆની જરૂર પડી ત્યારે તેણે ઘેર આવી લક્ષ્મી પાસે રૂપીઆ માગ્યા. ત્યાર બાદ જે ઘટના ઘટી તે તો ઉપર વર્ણવાયેલી છે.

(૩)

રાત્રિના બાર વાગી ગયા હતા. શિવપુરીના સરીયામ રસ્તાઓ અને ગલ્લીઓમાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. દીવાળીના દીપકો પણ પોતાની ક્ષણિક ચંચળતા દેખાડી બુઝાઇ ગયા હતા; જો કે સમસ્ત નગરી શાન્ત હતી તોપણ કામી, ચિન્તિત, ચકોર, વિરહી, ચોર, જુગારી વિગેરે લોકો તો જાગ્રતજ હતા.

સરીયામ રસ્તાઓ પર અને શિવપુરીના રાજ-કર્માચારીઓના રહેઠાણુવાળી ગલ્લીઓમાં મ્યુનીસીપાલીટીના મસાણીયા દીપકનો ક્ષીણ પ્રકાશ પડતો હતો; પરંતુ જ્યાં મ્યુનીસીપાલીટીના દીપકોની ખાસ આવશ્યકતા હોય તેવી સઘળી ગલ્લીઓમાં તો અંધકારનુંજ સંપૂર્ણ રાજ્ય પ્રવર્તતું હતું. જો કે ઘણીખરી ગલ્લીઓમાં મ્યુનીસી-પાલીટીના ફાનસો હતા પણ તે માત્ર શોભાના અને મ્યુનીસીપાલીટીની સુવ્યવસ્થા બહારનાઓને બતાવવાના

હતા. એ ફાનસો કદિ સળગાવવામાં આવતા નહોતા કારણ કે એ સેંકડો ફાનસોનાં ગ્યાસલેટ તેલના પૈસા મ્યુનીસીપાલીટીના મડધાઓને ખાનગી ખીસ્સા ખરચી માટે જોઇતા હતા ! આવી અંધકારમય ગલ્લીઓમાં થઇને રામપ્રસાદ ઘણી ઝડપે એક જુગારખાના તરફ જઇ રહ્યો હતો. પાપી મનુષ્યનાં હૃદય અંધકારમય થઇ જાય છે અને તેથી તે પોતાના પાપ કર્મો પૂરા કરવા માટે સદા એકાંત અને અંધકારમય સ્થાન શોધ્યા કરે છે ! ઉજ્જવલ પ્રકાશમાં જે પાપ કરવામાં આવે તે પાપજ ન કહેવાય !

( ૪ )

રામપ્રસાદને જુગારખાનામાં ઘુસ્યાને હજુ વધારે સમય નહીં થયો હોય એટલામાં ત્યાં આપસ-આપસમાં—જુગારીઓમાં ઝઘડો ઉપસ્થિત થયો. ઘણા લોકો ઘાયલ થયા. એજ જુગારખાનાના એક જુગારીની ચેતવણીથી પોલીસ ત્યાં જઇ પહોંચી અને અન્ય ઘાયલ મનુષ્યો સાથે રામપ્રસાદને પણ ગીરફતાર કર્યો. જુગાર રમવા ઉપરાંત તોફાન કરવાનો પણ આરોપ તેનાપર મૂકાયો, કોર્ટે રામપ્રસાદને સખત મજુરી સાથની એક વર્ષની કારાવાસની સજા કરી. તેની પાસે જે દાગીના હતા તે ખાલસા કરવામાં આવ્યા. રાજ્યની રણકતી તીજુરીમાં એટલો વધારો થયો !

સાધ્વી લક્ષ્મીએ આ સમાચાર કષ્ટપૂર્વક સાંભળ્યા, તે બિચારી અનાથ સ્ત્રી શું કરે ? આ સમયે તેની પાસે ન તો જનબળ હતું કે ન તો ધનબળ હતું; પરંતુ **"નિર્ધનનો ધન રામ"** એ એક તેને આશા હતી અને એ ક્ષીણ આશાને આધારે તે જીવન ટકાવી રહી હતી.

( ૫ )

રામપ્રસાદના ઉજ્જવલ–કોમળ શરીરપર ઉચ્ચ કોટીનાં ખમીસ અને ધોતીયાને બદલે જેલનું ગંદુ–મેલું–પહેરણ અને ટુંકો ટુંગીઓ તથા ગલામાં નંબરની તખ્તી શોભવા લાગ્યા. જે હાથોઓ આજ દિવસ સુધીમાં કદિ લખવા કે રમવા સિવાય કંઇપણ કામ કર્યું ન હતું તેજ કોમળ હાથોએ ચક્કી ચાલવા લાગી, ગાડીઓ ખેંચાવા લાગી અને પત્થરો તુટવા લાગ્યાં ! સુપ્રત થયેલું કાર્ય સંધ્યા સુધી પૂર્ણ ન થાય તો કોમળ વાંસાપર મીઠાના ચાબુકના માર પણ પડવા લાગ્યા ! વખત છે તે !

રામપ્રસાદ જેલની નારકીય યંત્રણાઓથી ગભરાઇ ગયો હતો. તેને પોતાનું જીવન વ્યર્થ જણાવા લાગ્યું. એક દિવસ તે પોતાની કોટડીમાં ગરમીથી અને શારીરિક તથા માનસિક યંત્રણાઓથી મુંઝાઇને તરફડી રહ્યો હતો. આ સમયે તેને પોતાના જીવનની પ્રત્યેક ઘટના એક પછી એક યાદ આવવા લાગી. બાલ્યકાળનો માતા–પિતાનો પ્રેમ

કોલેજનો સમય, લક્ષ્મીનો પ્રેમપૂર્ણ વ્યવહાર અને બાળક મનુનું સુંદર મુખ હવે તેને યાદ આવવા લાગ્યાઃ—

"હાય ! વ્હાલી લક્ષ્મી ! તારી સત્ય વાત-શીખામણ ન માનવાથી આજે મારે આ નારકીય યંત્રણા ભોગવી મારા પાપોનું ફળ ભોગવવું પડે છે ! શું તું મને માફ કરીશ ?"

આ પ્રમાણે બકવાદ કરતો રામપ્રસાદ સુઈ ગયો. સુતાંજ તેને સ્વપ્નામાં એક મનુષ્ય દેખાયો; જે તેને કહી રહ્યો હતો "હતભાગી રામપ્રસાદ ! તારા જીવનનો શું આ ઉદ્દેશ હતો કે તું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરીને પણ આવા દુષ્ટ કર્મમાં પ્રવૃત થઈ ખુનીઓ અને ડાકુઓ સાથે જીવન વ્યતિત કરે ? તારે માટે તો તારા માતા-પિતા, દેશ અને સમાજને મોટી મોટી આશાઓ હતી તેનું આ શું તેં સારૂં ફળ આપ્યું ? તારા જેવા દુરાત્માઓને કારણેજ દેશ અને સમાજ આજ કાલ નષ્ટ ભ્રષ્ટ થઈ રહેલ છે ! જો, જરા આંખ ખોલીને હજી પણ જો ! કે આ ભયંકર બદીથી દેશ અને સમાજનું કેવું નૈતિક પતન થયું છે ! હજી પણ સાવધાન થા ! જો તારા જેવા યુવકો એ નાશકારી પ્રથાને નષ્ટ કરવાને કટિબદ્ધ થાય તો આજે સમાજ અને દેશનું ઉજ્જવળ ભાવિ જોત જોતામાં થઈ જાય ! તારા જેવા નવયુવકોએ તારી આ દશાપરથી ધડો લેવાની જરૂર છે. તેં તારી સતિ સ્ત્રી લક્ષ્મીને અનહદ દુઃખ આપ્યું છે તેનું ફળ તો તારે અવશ્ય ભોગવવું જોઈએ !"

એમ કહીને તે મનુષ્યે એક ભયાનક શસ્ત્ર રામપ્રસાદને મારવા માટે ઉગામ્યું અને તે રામપ્રસાદપર પ્રહાર કરવા જતો હતો ત્યાં એક સ્ત્રી મૂર્તિ વચ્ચે આવી ઉભી રહી રામપ્રસાદે જોયું તો તે બીજું કોઇ નહીં પણ તેની પત્નિ લક્ષ્મીજ હતી ! ભયથી તેનું શરીર થરથર કંપી રહ્યું હતું. આ સમયે તેની આંખ ખુલી થઇ. જેલના ઘંટાના ચાર ડંકા સંભળાયા.

( ૬ )

પતિની દુર્દશાના સમાચાર સાંભળી લક્ષ્મીથી ન રહેવાયું. તેણે પોતાના શરીરપર જે એક બે દાગીના રહ્યા હતા તે વેચી અપીલ કરી. અપીલમાં સજા ઘટી. એક વર્ષને બદલે ત્રણ માસ થયા. મુદત પુરી થતાં રામપ્રસાદ જેલમાંથી મૂક્ત થયો.

જેલમાંથી છુટતાંજ રામપ્રસાદે પ્રચંડ પ્રતિજ્ઞા કરી કે **"જુગારની આ ઘૃણિત પ્રથાનો દેશમાંથી જડમુળમાંથી નાશ કરવાનો આજથી હું મારા જીવનનો ઉદ્દેશ બનાવીશ!"** આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી તે પોતાને ઘેર ગયો. લક્ષ્મી મલીન વેષે ભૂખી–તરસી ઉદાસિન ચહેરે અપીલના ફળની પ્રતિક્ષા કરતી ગૃહમાં બેઠી હતી.

સ્વામીને જોતાંજ લક્ષ્મી મૂર્છિત થઇ પતિના ચરણારવિંદમાં પડી ગઇ ! શુદ્ધિમાં આવતાં તેણે પોતાને પતિની ગોદમાં જોઇ ! બન્નેના નયનોમાંથી અવિરામ અશ્રુધારા વહી રહી હતી. રામપ્રસાદના પાપોનું એ પ્રાયશ્ચિત હતું !

# કળીયુગ.

અથવા

# કનૈયાની લીલા!





ગવાન શ્રી કૃષ્ણચંદ્ર મહારાજની સ્વારી સ્વર્ગમાં પહોંચતાં દેવતાઓમાં આનંદની રેલમ છેલમ થઇ રહી. અપ્સરાઓ મધુર સ્વરે સંગીતની રમઝટ બોલાવવા સાથે નૃત્ય કરવા લાગી. ભકતો પૂજાની સામગ્રી લઇ દોડયા. ભગવાનનું મનમયુર નાચી ઉઠયું. સંગીતની અપૂર્વ માદકતામાં તેઓ ક્ષણુવાર મૂર્છાવત્ બની ગયા.

તુરતજ તેઓની તન્મય આંખો ખુલી અને દશે દિશાઓના મુખ ચુમ્બન કરવા લાગી. દેવતાઓ પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા.

ભગવાનની આજ્ઞાથી સંગીત બંધ કરવામાં આવ્યું. શાન્તિના સામ્રાજયની સ્થાપના થઇ. સર્વે પોત પોતાના આસન પર ચુપચાપ બેસી રહ્યા.

ભગવાને શંખ ફુંકયો ! સહુ એક ધ્યાન થયા એટલે ભગવાને શબ્દોચ્ચાર કર્યો "આ સમય ઉત્સવ ઉજવવાનો નથી ! મારૂં મસ્તિષ્ક વિચારની લ્હેરોમાં ધુમી રહ્યું છે ! હું એક નવ–યુગ નિર્માણ કરવા ચાહું છું ! બ્રહ્મા કયાં ?"

કમળાસન પરથી ઉઠી બ્રહ્માજી ભગવાન સન્મુખ હસ્તદ્વય જોડી ઉભા રહ્યા. તેઓના અધર સ્તુતિછન્દના પઠનથી ! ફફડી રહ્યા હતા.

ભગવાન સર્વજ્ઞ હોવાથી બ્રહ્માજીનો મનોભાવ સમજી ગયા અને હસતા હસતા બોલ્યા "આપની હૃદયારાધનાનો પ્રત્યેક શબ્દ મારા હૃદયરાજ્યમાં હીરાની માફક ચમકી રહ્યા છે ! આપશ્રી મુખે તેનું ઉચ્ચારણ ન કરો ! હું કયાંક મોહિત થઈ જઈશ તો કાર્ય અસમાપ્ત રહી જશે !"

બ્રહ્માજી કંઈ બોલ્યા નહીં. તેઓ ભગવાનના ચર્ણાવિંન્દમાં લેટી પડયા.

ભગવાન તેઓને છાતી સરસા ચાંપતા બોલ્યા "હું એક નવીન યુગ રચવાની ઇચ્છા કરી રહયો છું ! તેનું નામ કળિકાળ ! આ યુગ સઘળા યુગોથી અદ્‌ભૂત અને વિલક્ષણ થશે !"

"તો ભગવન્ ! મને શું આજ્ઞા છે ?" બ્રહ્માજીએ મધુર સ્વરે પૂછયું.

"બ્રહ્માજી, આ યુગમાં એવા નરનારીઓની આવશ્યકતા છે કે જેઓની ખોપરી વિચિત્ર અને હૃદય ઉમંગપૂર્ણ હોય અને જેઓ કૃત્રિમતાની છાયામાં ખેલવાવાળા સાચા ખેલાડી અને મિથ્યાવિનોદમાં રાત્રિ દિવસ મસ્ત રહેવાવાળા હોય ! મને અધિકમાં અધિક આવા પ્રાણીઓની આવશ્યકતા છે !" ભગવાન મોર-મુકુટ હલાવતા બોલ્યા.

બ્રહ્માજીનું હૃદય કંપી ઉઠયું. તેઓ સ્થિર દૃષ્ટિએ ભગવાન તરફ જોઇ બોલ્યા " કઠિન કાર્ય હોવા છતાં હું આપની આજ્ઞા ઉઠાવવામાં સફળ-સમર્થ થઇશ એવી મને આશા છે !"

એજ ક્ષણે ભગવાનના ચંચળ ચક્ષુઓ રૂપવતી વસુંધરાની પ્રશાન્ત મૂર્તિ જોઇ મુગ્ધ થઇ ગયા. તેઓ સ્નેહ સ્વરે બોલી ઉઠયા " મા !"

વસુંધરા માતા પગના મધુર રણકારથી દેવતાઓના ચિત્ત ચોરતા આવી પહોંચ્યા એટલે ભગવાને કહ્યું " મા, તમે અન્નપૂર્ણા છો ! હું એક નવીન યુગ રચવાના વિચારમાં છું. આ યુગના મનુષ્યોનાં અંતરંગ દ્વેષવાદ અને અસભ્યતાથી ભરપૂર રહેશે અને બાહ્યાંગ અતિ સુંદર થશે. તેઓ સભ્યતાના સેવક થશે; પણ બેહુદા પ્રેમના નાટક તેઓના અંગ-પ્રત્યંગમાં નિત્ય નવીન ઘટનાઓની સૃષ્ટિ રચતા રહેશે. તમે તેઓને સંધ્યા સુધી પણ ભોજન બેગા

કરતા રહો એજ મારી પ્રાર્થના છે !"

દેવી વસુંધરા આ સઘળી વાત ભોજપત્ર પર લખી ભગવાનની પીઠ પર આશીર્વાદાત્મક હસ્ત ફેરવી પ્રસન્ન હ્રદયે ભીડમાંથી અદૃશ્ય થઈ ગયા.

જે કામને યોગ્ય જે જે દેવ હતા તેને તે કામ સોંપાઈ ગયું. કનૈયાના આ આદેશ સામે કોઈએ વાંધો ન ઉઠાવ્યો. સર્વે પોત પોતાનો ચાર્જ સંભાળવામાં તલ્લિન થઈ ગયાં.

*　　　*　　　*　　　*

ભગવાન થાકી ગયા હતા. તેઓને નિદ્રા આવી રહી હતી. આરામ લેવાની ઇચ્છા હતી; પરંતુ અકસ્માત કનૈયાજીની નજર નંદનકાનનમાં કલ્પવૃક્ષની ફુલોથી લચી રહેલી ડાળને પકડી હસતા ઉભેલા અનંગરાજ પર પડી અને તેથી તેઓએ કહ્યું: "સભા બરખાસ્ત થઇ છે. તમે પણ તમોને સોંપાયેલા કામ પર ચડી જાવ ! આ નવીન યુગમાં તમારી તો પરમાવશ્યકતા છે !"

અનંગરાજ ભગવાન પાસે આવી ઉભા રહ્યા—પોતાના સુંદર પુષ્પોના ધનુષ્યબાણ ભગવાનના ચરણ કમળમાં મૂકી—ધુંટણીયાભર બેસી ગયા અને પછી તેઓએ એક અતિ આલ્હાદજનક સંગીત છેડ્યું. સ્વર્ગના અમર-કર્મચારી કનૈયાજી નિર્વાક બની તેઓનું સંગીત સાંભળવા

લાગ્યા. કામદેવજી પોતાના સંગીતમાં મસ્ત થઇ ઘુમવા લાગ્યા.

કામદેવના સંગીતમાં અપૂર્વ માદકતા જોઇ ભગવાન પ્રસન્ન થઇ બોલ્યા: "મદનરાજ, તમે ધન્ય છો! તમે સંસારના સજીવ દેહોમાં અર્ધ નિદ્રિતની માફક રહી મોહિની લગાડયા કરો! તમે મારા આ નવયુગના અદ્વિતીય સમ્રાટ છો! મારો સ્નેહાશીર્વાદ છે કે તમે સર્વત્ર તમારો મોહમંત્ર ચલાવી નરનારીઓને પાગલ બનાવતા રહો!"

* * * *

ભગવાન પોતાનું પીતામ્બર સંભાળી ઉઠવા જતા હતા ત્યાં સિતારનો સુમધુર સંભળાયો. તેઓ આગળ ન વધી શકયા—પાષાણ પ્રતિમાની માફક ઉભા રહી ગયા.

ક્રમશઃસ્વર સમીપ આવવા લાગ્યો. ભગવાને જોયું તો મયુરવાહિની-વિણાધારિણી પોતાના સુમધુર સંગીતથી ત્રિલોકને મોહિત કરતા ચાલ્યા આવતા હતા. ભગવાન તેઓનું સ્વાગત કરવા સાવધાન થયા.

સંગીત સમાપ્ત કરી દેવીએ કહ્યું: "જગદીશ્વર સાંભળ્યું છે કે તમે કોઇ અદ્દભૂત યુગ નિર્માણ કરવાની પેરવીમાં છો! તમારૂં કેટલુંક કાર્ય તો સમાપ્ત થઇ ગયું છે એમ પણ સાંભળ્યું છે!"

"હા, એમાં મારૂં પરમ સૌભાગ્ય સમજું છું; પરંતુ તમારા વિના મારૂં કેટલુંક કાર્ય અપૂર્ણ પડયું છે! હું તમોનેજ શોધતો હતો!" ભગવાને કડકડતી ઉતારી.

સરસ્વતી દેવીએ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું: "શા માટે?"

ભગવાન હસતા હસતા બોલ્યા: "આ નવીન યુગમાં તમારા સેવકો બહુજ ઓછા છે—જે છે તેમાં પણ તમારા સાચા સેવકોની સંખ્યા તો આંગળીઓના ટેરવાપર ગણી શકાય એટલીજ છે; તો તમારે તેઓને આનંદ અને શાન્તિ આપવી પડશે-તેઓના કીર્તિ-કુસુમની સુગંધ હવાની માફક વહાવી દેશ-વિદેશમાં ફેલાવવી પડશે; અને એક બીજી વાત: બાલક-બાલિકાઓનો જન્મ થતાંજ તમારે તેની લલાટ રેખાઓ જોઇ તેના હૃદય-સિંહાસનપર બેસવું. તમારે આ મારો ઉપદેશ નહીં પણ અનુરોધ સમજવો."

દેવી સરસ્વતી પણ કનૈયાની વાર્તાનો પ્રતિવાદ ન કરી શકયા. તેઓ સ્વર્ગમાંથી અદ્દશ્ય થઇ ગયા.

*  *  *  *

સ્વર્ગમાં સઘળા દેવોનાં આસન ખાલી પડયાં હતા, સિવાય કે મૃત્યુદેવી અને અગ્નિ દેવ! તેઓ બન્ને પોતાના આસન પર બેઠા બેઠા ક્રોધથી દાંત પીસી રહ્યાં હતાં.

આખરે મૃત્યુદેવીએ મૌન તોડીને કહ્યું: "ત્રૈલોક્યપતિ, સેવા ધર્મના પરમાનંદથી આપ મને વંચિત કેમ રાખો છો? નાથ, દાસી આપના નવીન–યુગમાં હસતી–ખેલતી રહે એવો આશીર્વાદ આપો!"

ત્યારે કનૈયાના મુખમાંથી શું શબ્દો બહાર આવ્યા: "તમે સૃષ્ટિના શીરપર સુદર્શન ચક્રની માફક અદૃશ્ય રીતે ઘુમ્યા કરો! તે લોકમાં જે લોકો અધિક–હાર્દિક પ્રેમ કરવાવાળા હોય તેની ગરદનો કોમળ વયમાંજ નિર્દયના-પૂર્વક તમારે મરડી નાખવી! **લલાટ લેખની** પરવા ન કરવી! પાપી અને દુષ્ટાત્માઓ જ્યાં સુધી તેઓની કમ્મર હચમચી ન જાય—તેઓનાં શીરપરનાં વાળ સફેદ ન થઇ જાય અને જીવતે જીવતા ભયંકર નર્કકુંડની બીષણ યંત્રણાઓ ન ભોગવા લીએ ત્યાં સુધી તેઓપર તમારે આક્રમણ ન કરવું! સાવધાન!"

મૃત્યુદેવી ચાલ્યા ગયા એટલે અગ્નિદેવ તીવ્ર સ્વરે બોલ્યા: "પ્રભુ, મને શું આજ્ઞા છે?"

"તમે હજી સુધી અહીંજ મર્યા છો? મારી માફક ટીકાગ્રુહ્ લાગો છો! જાવ, મૃત્યુલોકમાં ચિન્તા બની ચૂપચાપ મનુષ્યોનાં રૂષ્ટપુષ્ટ શરીરોને ભસ્મીભૂત કરતા રહો! સ્મશાનમાં રાત્રિ–દિવસ ધુ ધુ કરતા સળગતા રહી પરમ પવિત્ર ભાગીરથીની લહેરો ગણ્યા કરો! તમારે માટે એ

સિવાય બીજું કંઇ કામ નથી !" ભગવાને છંછેડાઇને શેરો સંભળાવ્યો.

અગ્નિદેવનું અનિષ્ટ કાર્ય સિદ્ધ થઇ ગયું. સ્વર્ગમાં ભગવાન એકલા રહ્યા. યુગ-નિર્માણની અનુક્રમણિકામાં સમસ્ત દેવોનાં નામ જોઇ તેઓ અત્યાનંદ પામ્યા. તેઓએ મનમાં નિશ્ચય કર્યો કે "હું પણ મૃત્યુલોકની સફર કરીશ—મૃત્યુલોક મને ઘણોજ વ્હાલો છે !"

* * * *

ભગવાન ફરતા ફરતા ક્ષીરસાગરના કિનારા પર પહોંચ્યા ત્યાં તો જેના કોમળ કરકમળમાં કનકનો થાળ શોભી રહ્યો છે—જેમણે ષોડષ સંગાર સજેલા છે એવા ઐશ્વર્યની અધિષ્ઠાત્રી દેવી લક્ષ્મી મુખ આગળ આવી ઉભા.

ભગવાનના મુખમાંથી પુષ્પ સમાન શબ્દોની વૃષ્ટિ થવા લાગી. કેટલોક સમય આનંદમાં ગાળ્યા પછી તેઓ એકદમ ચોંકી ઉઠયા અને બોલ્યાઃ "દેવી, મૃત્યુલોકમાં પિશાચિની દરિદ્રતાનું સાર્વભૌમત્ત્વ જોઈ મને બહુજ ખેદ થાય છે ! તમારા વિના લોકો અશિક્ષિત અને અસભ્ય બનતા જાય છે; તો ત્યાં તમારી અતિ આવશ્યકતા છે !"

"હું ત્યાં જતાં શરમાઉં છું ! કારણ કે જે ગૃહમાં મારી કૃપા દૃષ્ટિનું માત્ર એકજ કિરણ ફેંકીશ તે ગૃહનાં

લોકો ઉન્મત્ત બની જશે ! " ક્ષુદ્ર નદિ ભરિ ચલિ ઉભરાઈ" વાળી પંક્તિ ચરિતાર્થ થશે ! તેઓ પોતા પાસે કુબેર ભંડારીને પણ દરિદ્ર સુદામા સમાન સમજશે !" લક્ષ્મીજીએ પ્રત્યુત્તર આપ્યો.

" એથી તો તમારો માન મરતબો વધશે ! લાખ પ્રયત્ન કર્યા પણ ચેન પડતું નથી. હું પણ ત્યાં આવીશ !" ભગવાને ફરી કહ્યું.

" આપનો પડાવ ક્યાં પડશે ?" લક્ષ્મીજીએ સામો પ્રશ્ન કર્યો.

" ચરાચરનાં અમર આત્મામાં !" ભગવાને જવાબ આપ્યો.

" તે તો પાપ અને પુણ્યમાં–સર્વત્ર–ખેલી રહેલ છે ! નીચ અને મધ્યમ શ્રેણીનાં મનુષ્યોની તો વાતજ મૂકી દીઓ; પણ નારીઓ હસી–રડી રહેલ હોય છે–તેઓ પણ સદા સર્વદા પાપ કર્મમાં લીન છે !" લક્ષ્મીજીએ આધ્યાત્મિકતાને ઉખેડી.

" હું પાપાત્માઓને નહીં પણ પાપનેજ ધિક્કારું છું ! પિશાચ પણ પોતાના ચારિત્રબળથી દેવનાં સુવર્ણાસન પર બેસી શકે છે ! મનુષ્યો અનેક છે. પણ આત્મા તો એકજ છે ! ભગવાને ખુલાસો કર્યો.

" એક આત્મા અનેકમાં કેવી રીતે રહી શકે ?" લક્ષ્મીજીએ શંકા ઉઠાવી.

" એજ તારા–અજરામર–કનૈયાની " **લીલા !"**

લક્ષ્મીજી ભગવાનના બાહુ પાસમાં લપેટાઈ ગયા અને હસતા હસતા બોલ્યા: " હૃદય રત્ન, હું ક્યાં રહું ?"

" સર્વત્ર !" ભગવાને જનરલ હુકમ કર્યો.

" નહીં, નાથ ! બ્રાહ્મણો સાથે તો મારે બારમો ચંદ્રમા છે ! તેઓ પર હું બહુજ કોપાયમાન છું !" લક્ષ્મીજીએ વાંધો ઉઠાવ્યો.

" તેનું કારણ ?" ભગવાને ખુલાસો માગ્યો.

" ભ્રગુએ આપને અસભ્યતા પૂર્વક લાત મારી હતી તેનું હું વેર લઇશ !" લક્ષ્મીજીએ ઉ-તેજીત થઇ કહ્યું.

" બ્રાહ્મણ પૂજ્ય છે ! તેઓનું અગાધ પાંડિત્ય તમને મુગ્ધ કરી દેશે ! મોટા મોટા સમ્રાટો તેઓના ચરણાશ્રિત છે-તેઓની ચરણ રજના અભિલાષી છે ! તમારી ઇચ્છા ફળીભૂત નહીં થાય !" ભગવાન અટ્ટહાસ્ય કરતા બોલ્યા.

* * * *

સ્વર્ગ શૂન્ય થઇ ગયું–આજે ત્યાં કંઇ પણ નથી ! હીરાની અટારિઓ પર ધુળ જામી ગઇ છે ! વિશ્વકર્તાનું વિલાસ–ભવન ખંડીયેર સમાન–અશ્રુધારા વહાવી રહ્યું છે ! સંભવ છે કે પ્રલય પછી મૃત્યુલોકના કર્માચારીઓ ત્યાં જઇ તેને પુનઃ ઝગમગાવશે !

# બેવફા બાયડી

અથવા

# સન્મિત્રની શયતાનીયત.



(૧)



નરેન્દ્ર બાબુ આરામથી પલંગપર નિદ્રાવિહોણું નયને પડયા હતા. આખા દિવસના પરિશ્રમને અંતે અત્યારેજ વિશ્રામ લેવાનો અવસર મલ્યો હતો. તેઓ શહેરના પ્રખ્યાત અને વયોવૃદ્ધ ડૉકટર હતા. શહેરમાં તેઓની પ્રતિષ્ઠા ઘણીજ સારી જામેલી હતી.

નરેન્દ્ર બાબુને પલંગમાં પડયાને હજી પાંચ-દશ મીનીટ પણ નહીં થઇ હોય ત્યાં કોઇએ દરવાજાની સાંકળ ખખડાવીઃ "ડૉકટર સાહેબ! અરે ડૉકટર સાહેબ!!" એ અવાજ રાત્રિની નિસ્તબ્ધતાને ચીરતો કર્ણ સાથે આવી અથડાયો, અત્યારે પથારીપરથી ઉઠવું એમને મોત જેવું થઈ પડયું.

વિશ્રામમાં ખલેલ પહોંચાડનારને મનમાં ગાળો દેતા ડૉકટર મેડીએથી નીચે ઉતર્યા. દરવાજો ખોલી જોયું તો

એક માણુસ દિગ્મૂઢ ચહેરે બહાર ઉભેલો જણાયો. મજકુર મનુષ્યની આંખમાંથી અવિરલ અશરૂધારા વહી રહી હતી અને તે હીબકયા કરતો હતો.

"અત્યારે શું કામ છે?" ડૉકટરે પૂછ્યું.

"બાબુજી, કુમુદબાબુ અત્યારે મૃત્યુશય્યા પર છે! તેઓ આપને યાદ કરી રહ્યા છે! કૃપા કરીને જલ્દી ચાલો!" આંગતુકે ધુસકતે હૈયે જવાબ આપ્યો.

ડૉકટર સાહેબ આવા અશુભ સમાચાર સાંભળવાને બીલકુલ તૈયાર ન્હોતા. આવનાર વ્યકિતપર તેમની આંખો ઘડીભર ઠરી રહી. કુમુદબાબુ તેના જાનોજીગર મિત્ર હતા. તેઓ અત્યંત વિષાદ અને આશ્ચર્ય સાથે હાથ પસારીને બોલી ઉઠયા: "અરે! આ તું બોલે છે? કુમુદબાબુ મરણ પથારીએ? કાલ સુધી તો તેઓ તંદુરસ્ત હતા! એમ હોયજ નહીં! હું આ સમાચારપર વિશ્વાસ મૂકી શકતો નથી!"

આમ કહી નરેન્દ્ર બાબુએ આશ્ચર્ય સાથે શીર હલાવ્યું તેઓ આ સમાચારને તદન્ અસત્ય અને અસંભવિત સમજતા હતા: પરંતુ તેમનો સદેહ સત્ય નહોતો, કારણ કે આંગતુકે રડતાં રડતાં ફરી કહ્યું: "નહીં ડૉકટર સાહેબ! બાબુજી ખરેખર મરણ પથારીએ છે શીઘ્ર ચાલો—નહીંતર આપના મિત્રની અંતીમ મુલાકાત પણ આપને નહીં થાય!"

"પરમાત્મા મોટા મોટા સુરક્ષિત સ્થાનો–દુર્જય દુર્ગો અને અનેક પરાક્રમી પુરૂષોને ક્ષણ માત્રમાં હતા નહોતા કરી દીએ છે તો આ સમાચાર પણ કદાચ સત્ય હોય તો તેમાં આશ્ચર્ય જેવું કંઇ નથી !" એમ વિચારતાં અને હૃદયમાં અત્યંત દુઃખી થતાં ડૉક્ટર માણસ સાથે જવાને તૈયાર થયા.

*　　　*　　　*　　　*

બાબુ કુમુદ બિહારી એક ધનાઢ્ય તેમજ પ્રખ્યાત વકીલ હતા. તેઓ નમ્ર–મધુરભાષી અને બુદ્ધિમાન્ પુરૂષ હતા. આટલી અવસ્થા સુધી તેઓએ લગ્ન કર્યાં નહોતા. તેઓનું કોઇ સંબંધી નહોતું. કુમુદ બાબુ આજે મરણ પથારીએ હતા ઘણા લોકોએ કહ્યું હતું પણ તેઓએ કોઇ પણ સ્ત્રી સાથે લગ્ન કરવાનું ઉચીત ધાર્યું નહોતું. વકીલ સાહેબના આ "સ્ત્રી પ્રત્યેના અભાવ" નું શું કારણ છે એ કદિ કોઇના પણ જાણવામાં આવ્યું નહી.

એક વિશાળ ભવનની બારીઓમાંથી વીજળીના સુંદર પ્રકાશ બહાર આવી રહ્યો હતો. સર્વત્ર સુમસામ હતું. સમસ્ત શહેર નિદ્રાદેવીના ખોળામાં આળોટતું હતું. આ સમયે......................વિધાતા ? આ સમયે એક ધનાઢ્ય ? તેમજ પ્રતિભા–સંપન્ન પુરૂષ પોતાના જીવનની અંતીમ ઘડીઓ ગણી રહ્યો હતો ! ધનાઢ્ય ? હા, હા,

ધનાઢ્ય યમદેવે એક ધનાઢ્ય પર પણ દયા ન કરી ? તેના કર્ણોને રૂપીયાનો મધુર રણકાર મધુર ન લાગ્યો ?

ડોકટર સાહેબે ધીમે પગલે ઓરડામાં પ્રવેશ કર્યો. દિવાલ પરના એક ચિત્રને જોતાં તેઓ ગભરાઇને એક ડગલું પાછળ હઠી ગયા. વૈજ્ઞાનિકને "ભૂત" નો સંદેહ થયો; પરંતુ પછી તેઓ સ્વયં પોતાની મૂર્ખાઇ પર લજ્જિત થયા !

અકસ્માત્ કોઇ ક્ષીણકાય વૃદ્ધ મનુષ્યનો બસૂરો–દુઃખીત–મંદ સ્વર ડૉકટરને સંભળાયો ! તેઓ ચમકી ગયા !

*     *     *     *

(૨)

કુમુદ બાબુ તકીઆને અઢેલીને બેઠા હતા. મુખપર પહેલાંનીજ શાન્તિ, તેજસ્વિતા, ગંભીરતા અને ધૈર્યતાની છાયા હતી. "શું સંસારમાં આવા મનુષ્યો પણ હોય છે ?" ડૉકટરને પોતાના ચક્ષુઓ પર વિશ્વાસ ન આવ્યો. "કુમુદ બાબુનું તે "ભૂત" તો નહીં હોય ? " આ વિચાર આવતાંજ તે દુર્બળ મનુષ્યનું શરીર હાલતું જણાયું. તેના કપાળ પર પસીનાના બુંદ દેખાવા લાગ્યા. વળી એક "અવાજ" ઓરડાની શાન્તિનો ભંગ કરતો વાયુમાં મળી ગયો.

"નરેન્દ્ર બાબુ, શાન્ત થાવ ! જે કલ્પના માત્રથી તમે અધમૂઆ થઇ ગયા છો તે વસ્તુ હું નથી; મારો

અંતીમ કાળ નજદીક છે ! તમારે શાન્ત ચિન્તે મારી કેટલીક વાતો સાંભળવી જોઇએ !" કુમુદ બાબુએ ગંભીર સ્વરે કહ્યું.

હવે નરેન્દ્ર બાબુના જીવમાં જીવ આવ્યો ! તેઓને પોતાની દુર્બળતા પર ઘણીજ લજ્જા આવી. "એક રૂગ્ણ મનુષ્યની સન્મુખ આટલો ભય ?" ડૉકટરે ચોતરફ સંદેહ-ભરી દૃષ્ટિ નાખી. તેઓ નિશ્ચંત થયા ! "શું મારો મિત્ર મૃત્યુ શય્યા પર છે ?" એક વૃદ્ધ જ્યારે પોતાના સાથીને મરતો જુએ છે ત્યારે તેને યુવકોની માફક અધિક દુઃખ થાય છે; કારણ કે તે જાણે છે કે "મારી પણ એક દિવસ આ દશા થવાની છે !"

નરેન્દ્ર બાબુએ સમવેદના પ્રદર્શિત કરતાં કહ્યું: નહીં, કુમુદ બાબુ, હું તમોને નહીં મરવા દઉં ! હજી તમારી અવસ્થા શું છે ? તમારે શાન્ત ચિત્ત અને નિર્ભય થઇ દવા કરાવવી જોઇએ !"

કુમુદ બાબુએ નિરાશા અને દુઃખથી મસ્તક હલાવ્યું. ડૉકટરે આશ્ચર્ય પામી પૂછ્યું "શું તમે દવા કરાવવા નથી ઇચ્છતા ? ત્યારે તો તમે તમારી સંપત્તિના બારામાં જરૂર કંઇ વાતચિત કરવા માગતા હશો એમ હું ધારૂં છું !"

કુમુદ બાબુએ ફરી નકારદર્શક મસ્તક હલાવ્યું.

ડૉકટરે આજ સુધીમાં આવી અદ્ભુત ઘટના ક્યાંય

જોઈ ન્હોતી. આ પરમાવશ્યક કાર્યો છોડી કુમુદ બાબુ શું કહેવા માંગે છે એ તેનાથી સમજી ન શકાયું.

કેટલોક સમય ઓરડામાં શાન્તિ રહી, "મોતનો શિકાર" મનમાં કંઈ વિચારી રહ્યો હતો, જે "ગુપ્તભેદ રહસ્ય" તેણે પોતાના હૃદય કોષમાં કેટલા વર્ષોથી સંઘરી રાખેલ તેને બહાર કાઢતાં તેને ઘણું દુઃખ થવા લાગ્યું. એક કંજુસમાં કંજુસ માણસ પણ પોતાનું પ્રાણ-પક્ષી ઉડી જતી વખતે પોતાના ધન સંચયને યાદ કરીને આટલો દુઃખી નહીં થતો હોય !

કુમુદ બાબુએ ગાઢ નિશ્વાસ લઇ કહ્યું: "નરેન્દ્ર બાબુ, મારા હૃદયમાં ત્રીસ વર્ષ સુધી છુપાવી રાખેલો એક "ગુપ્તભેદ" આજ હું તમારી સમક્ષ ખુલ્લો કરવા માગું છું. જો કે એ ઘટના સાંભળીને તમોને નિ:સંશય દુઃખ અને આશ્ચર્ય થશે તો પણ મને આશા છે કે તમે મારી વાત ધ્યાનપૂર્વક જરૂર સાંભળશો !"

નરેન્દ્ર બાબુની અનુમતિ મળતાં કુમુદ બાબુએ કહેવા માંડયું:—

"મારા માતાપિતાનો નિવાસ આ શહેરમાં નથી. મારી જન્મભૂમી બર્દવાન છે. જે સમયની હું વાત કરૂં છું તે સમયે વકીલનો આદર ઘણો થતો હતો. લોકો વકીલથી વધારે પદાધિકારી કોઇને માનતા નહી. એ સમયે

બદવાનમાં માત્ર એક–બે વકીલ હતા એટલે મારો વ્યવ-
સાય સારો ચાલતો હતો. જે ધનને માટે મનુષ્યો સર્વ
પ્રકારના પાપ કરે છે તે મંત્ર સરસ્વતી દેવીની કૃપાથી
મારે આધિન થઇ ગયો હતો. અત્યારે એ સઘળી વાતો
સ્વપ્ના જેવી લાગે છે. એક અસંભવિત કલ્પના સરીખું
સુખ, તુટી ફુટી યાદગાર જેવી એ નિશ્ચિંતતા અને જુગા-
રીના ધન જેવી એ પ્રતિષ્ઠા એ સઘળું કાળચક્રે મારી
પાસેથી લુંટી લીધું! કેવી રીતે? એ હું તમોને કહું?—
વકીલાત શરૂ કર્યાને થોડા દિવસ થયા હતા. એક દિવસ
ઓફીસમાં બેઠો બેઠો હું એક વર્તમાનપત્ર વાંચી રહ્યો
હતો ત્યાં એક મનુષ્ય—જે દેખાવપરથી નિર્ધન જણાતો
હતો—તે દ્વારપર આવી ઉભો રહ્યો. તે મારી પાસે કંઇ
માગવા ઇચ્છતો હતો. પરંતુ લજ્જાસ્પદ લાગણીથી........
આહાહા! લજ્જાએ તેના મુખને બંધ કરી રાખ્યું હતું!
તેના મુખપરથી તે કોઇ ઉચ્ચ વંશનો પણ અત્યારે વખાનો
માર્યો દુઃખી હોય એમ સ્પષ્ટ જણાતું હતું. મેં મનમાં
થોડો વિચાર કર્યા બાદ તેને મારી પાસે બોલાવી કહ્યું:
"હું માનું છું કે તું કોઇ ખાનદાનનો ફરજંદ છે. લજ્જા
તને યાચના કરવામાં બાધારૂપ થઇ પડી હોય એમ જણાય
છે; તો બોલ હું તને કેવી રીતે સહાય કરી શકું
એમ છું?"

"મારો ખ્યાલ ખરો હતો. યુવકે આંખમાંથી દડદડ

અશ્રુ ખેરતાં પોતાની વિતકવાર્તા મને કહી સંભળાવી.

*  *  *  *

( ૩ )

"તે એક માલદાર જમીનદારનો પુત્ર હતો, પરંતુ વિમાતાના કટુ વચનો સહન ન થઇ શકવાથી પત્નિને લઇ બર્દવાન ચાલ્યો આવ્યો હતો, અને નોકરીની શોધ કરી રહ્યો હતો. વખત એવો બારિક હતો કે લાગવગ વિના ગમે તેવા હોશીયાર માણસને પણ નોકરી મળવી મુશ્કેલ હતી. તેની દયામણી દશા જોઇ મારૂં હૃદય દ્રવિભૂત થયું. મહા મુશ્કેલીએ મેં તેને મારા એક પરિચિત સજ્જનને ત્યાં નોકરી અપાવી દીધી."

"તે યુવક નવરાશને સમયે હરવખત મારી પાસે આવતો હતો. કેટલાક સમય પછી અમારા બન્નેનાં હૃદય એક થઇ ગયા."

*  *  *  *

"યુવકનું નામ શરચ્ચન્દ્ર હતું અને તે હતો પણ ચંદ્રમા સમાન શીતળ—સુખદાયક ! ધીમે ધીમે તે પોતાને ઘેર પણ ઓછું જવા લાગ્યો, નોકરીમાંથી રજા મળતાં તે સીધો મારે ત્યાં આવી જતો. તેની ગૃહિણી કોઇને બોલાવવા મોકલતી; પરંતુ સ્નેહ સુધારસ પાન કરવાવાળાને—યુવકને—પત્નિનો પ્રેમ પોતાના તરફ આકર્ષી શક્યો નહીં. અંતે મારાથી ન રહેવાયું. બિચારી "સુધામયી" ( યુવકની

પત્નિ) નું દુ:ખ મારાથી ન જોઇ શકાયું."

"એક દિવસ સંધ્યા સમયે—જ્યારે ભગવાન સૂર્ય-નારાયણ પશ્ચિમ દિશામાં પ્રાયણ કરી રહ્યા હતા ત્યારે—શરચ્ચન્દ્ર નોકરી પરથી મારે ઘેર આવ્યો. હું "**બર્નાર્ડ શો**"ના એક ઉપન્યાસ "**સંત જોન**"ને—ચાલાકીપૂર્વક કેટલાક નામ ઠામના ફેરફાર સાથે ઉલટ—સુલટ ગોઠવી મૌલીક નવલકથા રૂપે જનતા સમક્ષ રજુ કરી દેવા માટે—બહુજ ધ્યાનપૂર્વક વાંચી રહ્યો હતો. શરચ્ચન્દ્રને જોતાં હું બેઠો થઇ ગયો અને "**સંત જોન**"ને આસ્તેથી તકીઆ નીચે સેરવી દઇ તેના તરફ તાકીને જોતાં બોલ્યો: "આજે વખત કેમ લાગ્યો ? ક્યાં ગયો હતો ?"

" નોકરી પરથી પરબારો તમારી પાસેજ ચાલ્યો આવું છું ! આજે કામ કંઇક વધારે હતું એટલે કદાચ જરા વિલંબ થયો હશે ! શરચ્ચન્દ્રે વિનયપૂર્વક જવાબ આપ્યો.

" આજે તું પ્રથમ ઘેર ગયો હો એમ મને લાગે છે !"

" શરચ્ચન્દ્ર આ શબ્દો સાંભળતાં આભો બની ગયો. કેટલાક સમયે મૌનને તોડી તે ગંભીરતાપૂર્વક બોલ્યો "કુમુદ બાબુ, સત્ય પૂછો તો તમારાથી એક ક્ષણ પણ વિખુટું પડવું ગમતું નથી ! કામમાં એક પળ પણ જીવ ચોંટતો નથી ! તમે મારા પર કંઇ જાદુ કર્યું હોય એમ મને તો લાગે છે ! તમારામાં એવી આકર્ષણ શકિત છે—એવો સત્ય પ્રેમ છે કે બીજા કોઇ પણ મનુષ્યમાં તેનો અંશ માત્ર પણ હોવો અસંભવિત છે !

"You want my waking like a draem,
My slumber like, a mcon,
Pervade me like a musky scent,
Posses me like a tune.
What war is this of thee and me?
Give over the wanton strife,
You are the heart within my heart,
The life within my life.

"મને સ્વપ્નસુખનો સ્વાનુભવ જાગૃતાવસ્થામાં કરાવનાર અને સુષુપ્તાવસ્થામાં ચંદ્રની શીતળતા સમાન તમે છો; સુગંધની સામ્રાજ્ઞી કસ્તુરીની માફક તમે મને આધીન બનાવ્યો છે અને જેવી રીતે સંગીતનો સુમધુર સ્વર મૃગને દેહનું ભાન ભૂલાવી દીએ છે તેવી રીતે તમારા શબ્દધ્વનીએ મને મંત્ર મુગ્ધ બનાવી તેમાં ઓત પ્રોત કરી દીધો છે; ત્યારે એકમેક થયેલા ઉભયાત્માની વિરૂદ્ધતા દર્શક "મારૂં અને તારૂં" રૂપી આ લડાઇ વળી કેવી? એ નિરર્થક વિતંડાવાદ ત્યજી દીઓ! કારણ કે મારા અંતઃકરણના પણ અંતઃકરણ અને જીવનના પણ જીવન આપજ છો!

" તમારૂં તેજસ્વી મુખ હરવખત નેત્રો સન્મુખ ચિત્રપટની માફક ઘુમ્યા કરે છે! તમારી મધુર બોલી સ્વપ્નામાં પણ કર્ણોમાં ગુંજ્યા કરે છે! કુમુદ બાણુ, આપજ કહો! આવી દશામાં આવી એક સોનેરી તક શું એક સ્ત્રી ખાતર ત્યજી

દઉં ? કદિ નહીં ! હું અહનિંશ તમારૂં પ્રેમ-ગીત ગાયા કરીશ-તમારૂં ચિત્ર હ્રદયપટ પર ચીતરવાનો પ્રયત્ન કરીશ અને તમારો સંસર્ગ જીવનભર નહીં છોડીશ !"

"હું આ શબ્દો સાંભળી અવાક બની ગયો ! મારા કર્ણ પર હું વિશ્વાસ ન રાખી શકયો ! આજ સુધીમાં આવી પ્રેમરસથી ભરપૂર વાત કદિ સાંભળવામાં આવી નહોતી." "જેની વાણી પ્રેમમયી-જેનું હ્રદય પ્રેમમય અને જે મસ્તકથી ચર્ણ પર્યંત પ્રેમમય-અરે ! જે મિત્રને માટે સર્વસ્વ-એટલે સુધી કે પોતાની પરમ પ્રિય પ્રણયિનીનો પણ ત્યાગ કરે-એવા મિત્રો પણ શું સંસારમાં હશે ?" એ વિચારે મને મુંઝવી માર્યો. મારૂં મનમયુર આવા નિઃસ્વાર્થી-પ્રેમી-મિત્રના મિલનથી નાચી ઉઠયું. કેટલોક સમય વિચાર કર્યા પછી મેં કહ્યું "શરચ્ચન્દ્ર, મેં એક ઉપાય શોધી રાખ્યો છે. જો તું માનીજા તો ઘણુંજ સુંદર કામ બની જાય !"

"શરચ્ચન્દ્રે કહ્યું: "શું ?"

"મેં કહ્યું "અહીં ઘરમાં મારો કોઇ સંબંધી નથી. જો તું તારી સ્ત્રીને અહીં લઇ આવ તો તેની તકલીફ ઓછી થાય અને તને પણ કષ્ટ ન રહે !"

"શરચ્ચન્દ્રને આ વાત પસંદ આવી. તે બીજેજ દિવસે સુધામયીને મારે ઘેર લઇ આવ્યો.

* * * *

( ૪ )

"તે ખરેખર સુધા—મયી હતી ! તેનું નામ સર્વથા ઉચીત હતું. કવિઓની પ્રત્યેક ઉપમાઓ તેના પર સમાપ્ત થઇ જતી હતી. જ્યારે તે સૌન્દર્યની દેવીને મેં પ્રથમ વાર જોઇ ત્યારે મનને મજબુતીથી પકડી રાખવું પડયું. આ સમયે મને શરચ્ચન્દ્ર પર દ્વેષ ઉત્પન્ન થયો. જેની એક ઇચ્છા પર હું સર્વસ્વ ન્યોછાવર કરવાને તૈયાર હતો તે મારી આંખમાં એક શૂળની માફક ખટકવા લાગ્યો. જે દિવસોના દિવસો સુધી બહાર રઝળ્યા કરે અને કદિ સંભાળ પણ ન લીએ એવા નિષ્ઠુર મનુષ્યને શું આવી દેવાંગના સમી દારા હોવી યોગ્ય હતી-હોઇ શકે ? ઇશ્વરના આ અન્યાયમૂલક કૃત્ય પર મને ક્રોધ વ્યાપ્યો. આહાહા ! નરેન્દ્ર બાબુ,..........." આટલું કહી કુમુદ બાબુ પર-સેવાથી રેબઝેબ થઇ જતાં કેટલોક સમય વિશ્રામ લીધા બાદ પુનઃ કહેવા લાગ્યા:—

"હાં, નરેન્દ્ર બાબુ, સત્ય પૂછો તો મારા હૃદયમાં જે સ્થાન શરચ્ચન્દ્રનું હતું તે તેની પત્નિએ લઇ લીધું ! તેના એકજ નયન કટાક્ષે મારા હૃદયને પરતંત્ર બનાવી દીધું ! ક્વચિત ક્વચિત મારા દિલમાં વિચાર ઉદ્દભવતો હતો કે "આવી રીતે મિત્રની સાથે કપટ વ્યવહેવાર રાખવો એ શું ઉચીત છે ?" પરંતુ થોડાજ સમયના

હૃદય સંગ્રામ પછી પ્રેમનો વિજય થતો અને પછી કેટલાક દિવસો સુધી ઉચીત અનુચીતનું ભાન ન રહેતું !"

"સુધામયી મારે ઘેર આવ્યા પછી કેટલાક દિવસ સુધી તો મારી પાસે આવતીજ નહીં–મારા સામુંયે જોતી નહીં; પરંતુ પોતાના પતિ સાથે મારો સુદૃઢ સંબંધ છે એ જોઈ તેણે મુખ પર ઘુંઘટ ખેંચવાનું બંધ કરી પોતાની મનહર મૂર્તિના મને દર્શન કરાવ્યા ! શરચ્ચન્દ્ર તો મને પોતાના વડીલ બંધુ સમાનજ સમજતો હતો એટલે તેણે સુધામયીની આ છુટ સામે તેણે કંઈ પણ વાંધો ન ઉઠાવ્યો. મર્કટની માફક નાચી રહેલા મારા મનને કેટલોક સમય તો જબરજસ્તીથી પકડી રાખ્યું; પરંતુ આખરે હસ્તમાં ન રહ્યું ! રાખની નીચે દટાય રહેલો અગ્નિ વાયુના પ્રચંડ ઝપાટાને સહન ન કરી શકયો ! તેને પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરવુંજ પડયું !

"એક દિવસ હું કોર્ટમાંથી ઘેર આવ્યો ત્યારે શરચ્ચંદ્ર ઘેર નહોતો. હું ક્ષુધાથી અત્યંત વ્યાકુળ બન્યો હતો એટલે જમવા માટે પાટલા પર જઈ બેઠો. ભોજનનો થાળ મારી પાસે મૂકી જ્યારે તે અપ્સરાતૂલ્ય સુંદરી જવા લાગી ત્યારે મારાથી ન રહેવાયું ! મેં ઉઠીને તેનો હાથ પકડયો અને કહ્યું: " સુધા, તું અહીં બેસ ! તારી સાથે મારે થોડી વાત કરવી છે !"

"મેં ધાર્યું હતું કે તેનું મુખ લજ્જાથી લાલ થઇ જશે અને મને તરછોડી-ધુતકારી-હાથ છોડાવી ચાલી જશે: પરંતુ નહી, હું તે વખતે ખુશ થયો. જ્યારે તેને મારા આ વર્તાવનો કંઇપણ પ્રતિરોધ કરતી મેં ન જોઇ ત્યારે મેં જરા હીંમતમાં આવી પૂનઃ કહ્યુઃ "પ્રિયા! તારાથી શું અજાણ્યું છે? તારા પ્રત્યે મારો જે આન્તરિક ભાવ છે તે તને વિદિત હશે! હું મારા મનને બહુ સમજાવું છું-પાપનો ભય બતાવી શાન્ત કરવા મથું છું; પરંતુ તે એક ટળી બીજું નથી થતું! મારા જર્જરિત શરીરને તું જોઇ રહી છે... ......જો કદિ આવીજ દશા રહી તો થોડાજ સમયમાં... ......" હું એથી અધિક ન બોલી શકયો કારણ કે સુધામયીએ મને વિશેષ બોલતો અટકાવી દીધો અને મંદ સ્વરે ઉત્તર આપ્યો: "આવી અમંગળ વાતો ન કરો! જ્યારથી મેં આપને જોયા છે ત્યારથી હું મારા હૃદય મંદિરમાં આપની પ્રતિભાશાળી પ્રતિમાનુંજ નિરંતર પૂજન કરૂં છું! આપ મારા આરાધ્યદેવ છો! આજ સુધી આ વાત અંધકારમાં રહી પરંતુ આજે આપની સ્નેહાળ વાર્તાએ મને પણ મારો આન્તરિક ભાવ પ્રગટ કરવાનો મોકો આપ્યો છે! મને તેની (શરચ્ચન્દ્ર) પ્રત્યે જરાપણ ભાવ નથી! જો કે તે સુંદર, નમ્ર તેમજ સુશીલ છે તો પણ આપની પાસે તે કંઇ વિસાતમાં નથી! તેના જેવાં નિષ્ઠુર કે પાષાણહૃદયી મનુષ્ય મેં દુનિઆમાં જોયો

નથી ? તો હે પ્રિયાત્મા ! આ દાસીને આપના શરણમાં લઇ સુખી કરો !"

"મારાથી રહેવાયું નહીં—"સુધામયી, મારા જીવનની ઉષા સમી તું થશે !" એમ મેં કહી નાખ્યું."

"અમે આ પ્રમાણુ પ્રેમાલાપ કરી રહ્યા હતા ત્યાં અકસ્માત શરચ્ચન્દ્ર ઓરડામાં દાખલ થયો. હું કંપી ઉઠયો ! શરશ્ચન્દ્રના ભયથી નહીં પણ માનસિક દુર્બળતાથી ! આ સમયે મારી સ્થિતિ-એક કેદી કે જે સ્વપ્નામાં નંદનવનમાં વિચરી રહ્યો હોય—અપ્સરાઓ સાથે સંભાષણ કરી રહ્યો હોય અને તે સમયે જલ્લાદ તેને પકડી ફાંસીને લાકડે લટકાવે ત્યારે તેની જેવી સ્થિતિ હોય તેવી હતી !

"શરચ્ચન્દ્રે અમો બન્ને પ્રત્યે તાકી તાકીને જોયું અને પછી તે નીચે પ્રમાણે કહેતો બહાર ચાલ્યો ગયો; મને તમારા વિષે આવા ધૃણિત વ્યહવારની આશા ન્હોતી !" તેના આ કથનમાં ક્રોધ ન્હોતો પણ હૃદયને છેતર્યાનો તિરસ્કાર તો હતોજ !"

આટલું બોલી કુમુદ બાબુએ પોતાના મિત્ર તરફ જોયું. તેની ગંભીર હાલત જોઇ તેઓ ગભરાઇ ગયા. નરેન્દ્રબાબુનું મોઢું લાલચોળ થઇ ગયું હતું.

"અરે નરેન્દ્ર બાબુ ! આપને શું થાય છે ? નોકરને બોલાવું ?" કુમુદબાબુએ ગભરાયેલે ચહેરે અકથ્ય ઉર્મિયો

રોકતાં કહ્યું.

"નહીં, નહીં ! હું જરા વ્યાકુળ અવશ્ય બન્યો હતો પરંતુ એ તો કેવળ આપની વાતની અદ્‌ભૂત અસર છે ! આપ કેમ અટકો છો ? વાત આગળ ચલાવો–ઘણીજ અદ્‌ભૂત વાત છે !" નરેન્દ્ર બાબુએ મુખમુદ્રા ગંભીર બનાવી–પોતાની સ્થિતિ છુપાવી વાત સંપૂર્ણ સાંભળી લેવાની ઇચ્છાથી કહ્યું.

કુમુદબાબુએ પુનઃ વાત કહેવા માંડી.

* * * *

( ૫ )

"એ પછી ઘણી તપાસ કરવા છતાં શરચ્ચન્દ્રનો પત્તો ન લાગ્યો. આ બનાવ પછી મારા ભાવભૂખ્યા અંતરના આધાર–આરામરૂપ સુધામયીને સાથે લઇ અહીં આવ્યો. એક વર્ષ પર્યંત અમો બન્ને ઘણાજ આનંદમાં એકી સાથે રહ્યા. ત્યાર પછી એક દુર્ઘટનાએ મારી જીવન–કથા એકદમ બદલાવી નાખી. આ શહેરમાં સંગિત વિદ્યામાં સંપૂર્ણ નિષ્ણાત એક નવયુવક સન્યાસી આવ્યો હતો. તેની આંખોમાં ગજબ કરતું જાદુ હતું. તેના અવાજમાં અજબ મીઠાસ, પ્રભા અને કરૂણા સંમિશ્રિત હતી. તે જ્યાં જઇ બેસતો ત્યાં લોકોના જુથના જુથ જામી પડતાં હતાં, તે કોઈ પાસેથી કંઇપણ લેતો ન્હોતો.

"એક દિવસ તે મારા મકાન સન્મૂખ આવી બેઠો. સુધામયીએ તેની પ્રશંસા સાંભળેલી એટલે તે બારીએથી લોકોથી અદ્રશ્ય રીતે સન્યાસીનું સંગીત સાંભળવા લાગી. થોડા સમય પછી એક ભયંકર ધડાકો થયો. હું ઉપર ગયો અને જોયું તો પ્રાણ પ્યારી અચેત પડી હતી! મોટા મોટા સરજન ડૉકટરોને બોલાવ્યા–તેઓએ ચિકિત્સા કરીને કહ્યું કેઃ "તેને ઉન્માદ થઇ ગયો છે!"

"સુધામયી બહુધા સન્યાસીનુંજ નામ પોકારી રહી હતી. તેના બકવાદપરથી જણાતું હતું કે તે સન્યાસીને તે પોતાનો પતિ શરચ્ચન્દ્ર માનતી હતી. ત્યાર પછી મેં તે સન્યાસીની અતિશય શોધ કરાવી પરંતુ તેનો પત્તો ન લાગ્યો!"

"કેટલાક દિવસ પછી સુધામયી એજ દશામાં સંસારને છોડી ગઇ!"

"આ દુર્ઘટનાથી મને અત્યંત દુઃખ થયું અને તેથી મેં ત્યાર પછી કોઇપણ સ્ત્રી સાથે લગ્ન કર્યાં નથી. મારી પાસે સુધામયીનું એક સુંદર ઑઇલ-પેઇન્ટ ચિત્ર છે! જ્યારે મારૂં મન બહુજ વ્યાકુળ થઇ જાય છે ત્યારે તેના દર્શનદ્વારા મનને શાન્તવન પ્રદાન કરૂં છું!"

"ત્યારે કુમુદબાબુ, એ ચિત્રના દર્શન એક વખત મને નહીં કરાવો?" નરેન્દ્રબાબુએ ધ્રુજતે અવાજે કહ્યું.

કુમુદબાબુએ દિવાલપર ટાંગેલા એક ચિત્ર (જે ચિત્રને કુમુદબાબુના ઓરડામાં પ્રવેશતી વખતે જોઇ નરેન્દ્રબાબુ ગભરાઇને એક ડગલું પાછળ હઠી ગયા હતા) તરફ સંકેત કર્યો. નરેન્દ્રબાબુએ ભય, વિષાદ અને આશ્ચર્ય સાથે તે ચિત્ર તરફ જોયું. ચિત્રને જોતાંજ નરેન્દ્રબાબુના મુખમાંથી એક ભયંકર ચીસ નીકળી ગઇ—તેઓ જમીનપર પટકાઇ પડયા ! ધબાકો સાંભળી નોકરો શું થયું તેની તપાસ માટે ત્યાં દોડી આવ્યા.

કુમુદબાબુએ નરેન્દ્રબાબુના મુખ તરફ બારીકીથી જોયું તો ત્રીસ વર્ષ પહેલાંના સન્મિત્ર શરચ્ચન્દ્રનું મુખ આંખો સામે ખડું થયું !

---

# શેરને માથે સવાશેર

અથવા

# દેશદ્રોહી દેશી સાહેબના દોરદમામનું દફન !

---



સહસરામના વડા અધિકારી ડિક્રુઝ સાહેબ રંગે કે જાતે યુરોપીયન નહીં હોવા છતાં પહેરવેશ તથા રૂવાબમાં કોઇપણ યુરોપીયન જરાપણ ઉતરે એવા નહોતા. હિંદીઓ તેને આજકાલનો બની બેઠેલો બટલર સરીખો ક્રિશ્ચિયન કહી તેની હાંસી કરતા હતા. તેના વડીલો પણ તેને “ ચીનના શાહુકાર” અને “ દિલ્હીના ડાકુ”નો માનવંતો ઇલ્કાબ અર્પતાં કહેતાં હતાં કે “ આ ડિક્રુઝે તો અમારા વંશનું નિકંદન કાઢયું !” પરંતુ ડિક્રુઝ સાહેબ તો પોતાને પક્કો યુરોપીયનજ સમજતા હતા.

ડિક્રુઝ સાહેબ હિંદીઓને તો મનુષ્યજ સમજતા નહોતા તેઓ જ્યારે જ્યારે બેચાર ક્રિશ્ચિયન સ્નેહી–સંબંધીની મ્હેફીલમાં બેસતા ત્યારે નિરંતર કહ્યા કરતા હતા કે “ જ્યારે એક યુરોપીયન દુનિયાની મુસાફરી કરી

પોતાના દેશ લડંન મધ્યે ગયો ત્યારે તેની મહોરદારે પૂછ્યું કે "શું તમે આખી દુનિયા જોઇ આવ્યા ?"

જવાબમાં પતિરાજે "હા" ભણી.

એટલે મેમ સાહેબે પ્રશ્ન મૂકયો "હિન્દુસ્થાન કે જ્યાં **પચીસ કરોડ મનુષ્યો** વસે છે અને જેનાપર અલ્પ અંગ્રેજો હકુમત ચલાવે છે તે દેશ જોયો કે નહીં ?"

"હા ! તે દેશ સ્વકોમને તાબે હોવાથી તેને તો બહુજ બારીકીથી જોયો. હું કેટલાક સમયથી ત્યાંની દશાનું અવલોકન વર્તમાન પત્રોદ્વારા કરતો હતો; પણ તેને નજરે નીહાળવાની ઘણા લાંબા સમયથી ઉત્કંઠા હતી તે આ મુસાફરીમાં પૂર્ણ થઇ !"

"એ ઠીક થયું ! જ્યારે તમે એ દેશને લક્ષ્યપૂર્વક જોઇ આવ્યા છો ત્યારે કહો જોઇએ–પચીસ કરોડ મનુષ્યો પર મુઠ્ઠીભર અંગ્રેજો કેવી રીતે હકુમત ચલાવે છે ? ત્યાંના લોકો કેવા છે ?"

"ત્યાં **પચીસ** કરોડ મનુષ્યો વસે છે એ ગપગોળો તારી પાસે કયાંથી આવ્યો ?"

"કેમ ? એ તો હિંદની વસ્તી ગણત્રીના **સરકારી–રીપોર્ટ** પરથી સ્પષ્ટ જણાય છે !"

"અરે ! તે "સેંકસન્ડ" થયેલા રીપોર્ટ–બીપોર્ટની વાતજ ન કર ! એવા રીપોર્ટ પર જો ધ્યાન આપીશ તો

ક્યાંક "**ચક્રમ**" બની જઇશ ! ત્યાં પચીસ કરોડ તો શું પણ **પચીસ હજાર પણ મનુષ્યો** ભાગ્યેજ હશે ! જે પચીસ કરોડ મનુષ્યનો આંકડો રીપોર્ટમાં તારા વાંચવામાં આવ્યો છે **તે સબળા મનુષ્યો નહીં પણ બળદીઆ** છે !"

આ કિસ્સો જ્યાં ને ત્યાં હરવખત કહી વિકૃઝ સાહેબ હિંદીઓને "**બળદીઆ**" બનાવતા હતા અને તેઓને સદા પોતાની લાકડીએ ચલાવવાનો અભિનય કર્યા હતા.

આ દેશદ્રોહી દેશી સાહેબને એક મહા રોગ લાગુ પડયો હતો. કોઇપણ હિંદીને સામેથી છત્રી ઓઢીને ચાલ્યો આવતો જોઇ તેઓ ઉકળતા તેલમાંના રીંગણા જેવા થઇ જતા હતા.

સહસરામ સબ ડિવીઝનના સત્તાધીશ હોવા છતાં તેઓને **પગે ચાલીને ઓફીસે આવવાની** ટેવ હતી. એક પટાવાળો તેમની ઉપર છત્રી ધરીને સદા પાછળ પાછળ ચાલ્યો આવતો. સાહેબના આ "**છત્રી-રોગ**"થી સર્વ લોકો સંપૂર્ણ જ્ઞાત હતા એટલે લોકો તેમને રસ્તાપર દુરથી ચાલ્યા આવતા દેખતા કે તુરત પોતાની છત્રી બંધ કરી લઇ—એક બાજુએ ઓળાની માફક ઉભા રહી બે હાથે લળી લળીને સલામો ભરતા હતા.

"**છત્રી-રોગ**" ઉપરાંત સાહેબને **સલામનો રોગ** પણ વળગેલો હતો. જે કોઇ દેશી તેમને જોતાં સલામ

ન ભરે તેના પર તેઓ અગ્નિના ભડકા જેવા થઈ જતા હતા અને તે મનુષ્યને બરાબર ધ્યાનમાં રાખી વખત પરત્વે "વીલીંગ્ડન–મહાલ"માં બેઠા બેઠા તેની કમબખ્તી કરી નાંખતા હતા.

એક દિવસ સાહેબ ઓફીસેથી બંગલે જતા હતા. વૈશાખ માસનો અગિયાર વાગ્યા પછીનો માથું સેકી–ફાડી નાખે એવો તાતો તડકો પડતો હતો. સીદી મીંયા નામનો પટાવાળો તેમની માથે છત્રી ધરી પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. સામેથી એક બંગાલી બાબુ છત્રી ઓઢીને મારમાર કરતા ચાલ્યા આવતા હતા. તેમની સાથે ચાલી આવતી ગાડી પરથી સમજી શકાય એવું હતું કે તેઓ હમણાંજ સ્ટીમર પરથી ઉતરી ગામમાં આવે છે. બાબુને છત્રી ઓઢીને સામે ચાલ્યો આવતો જોઇ ડિફ્રુઝ સાહેબ "યુ બ્લડી ફુલ!" કહેતા કુદ્યા અને તેઓએ તેના હાથમાંથી છત્રી ઝુંટવી લઇ બંધ કરી દીધી. સાહેબની આ વિચિત્રતા જોઇ બાબુ સાહેબ તો દિગ્મૂઢજ થઇ ગયા.

"તું કોન છો?" સાહેબ તાડુકી ઉઠ્યા.

"સાહેબ, હું ડોકટર છું અને અહીંની હોસ્પીટાલમાં નિયત થઇને આવ્યો છું!" બાબુએ જવાબ આપ્યો.

"You should learn manners; Go your way!" કહેતા સાહેબ ચાલતા થયા.

ગામમાં પ્રવેશતાંજ પુષ્પાંજલિની પહેરામણી મેળવી બાબુ હોસ્પીટાલ તરફ ચાલવા લાગ્યા.

બીજે દિવસે બાબુ સાહેબને માલુમ પડ્યું કે એ સાહેબ અહીંના ઉપરી અધિકારી છે તેમજ જેલ સુપ્રિન્ટેન્ડન્ટ છે.

ચાર્જ સંભાળ્યા પછી બાબુ વિશેષ જાણી શકયા કે સાહેબને "છત્રી" તથા "સલામ"નો મહા રોગ છે. તેમણે પહેલેજ દિવસે સાહેબનું ડબલ અપમાન અજાણ-પણામાં કર્યું હતું.

ડોકટરનું નામ નગેન્દ્રનાથ ચેટર્જી હતું. તેમની ઉમ્મર બાવન વર્ષની હતી. તેઓ ગંભીર અને નમ્ર સ્વભાવનાં હોવા છતાં હઠના ઇજારદાર હતા. તેઓ પોતાના કામમાં કુશળ તેમજ કર્તવ્ય પરાયણ હતા એટલુંજ નહીં પણ જાત્યાભિમાની તથા સ્વદેશાભિમાની પણ પૂરા હતા.

ડિકૃઝ સાહેબના "છત્રી" અને "સલામ" રોગની વાત જાણ્યા પછી ડોકટરે સદા-રાત્રિ અને દિવસ-છત્રી ઓઢીનેજ ચાલવાનો મક્કમ નિર્ધાર કર્યો. તેઓ બાર માસ ગરદન પર ગળે બંધ વીંટાળી રાખી છત્રી ઓઢીનેજ ચાલવા લાગ્યા. તેઓ કહેતા હતા કે "રોગ થતાં પહેલાં રોગનો રસ્તોજ બંધ કરી દેવો ઉચીત છે. નિમ્ન લિખિત દોહરો તો હરપળે તેઓની જીભ પરજ હતો:—

દુઃખમાં સમરણ સહુ કરે,
સુખમાં કરે ન કોય;
જો સુખમાં સમરણ કરે,
તો કષ્ટજ ક્યાંથી હોય?

તેઓએ સદા સર્વદા ઠંડીથી બચવાને બ્હાને છત્રીને ઓઢવાનું ચાલુ રાખ્યું.

વાદળ, વરસાદ, ગરમી કે ઠંડી કંઇ પણ ન હોય તેવે સમયે પણ તેઓ છત્રીને નીચે મૂકતા નહીં. આથી મસ્તક પર આકાશ તૂટી પડવાની તેઓને બીતિ હતી કે શું? એ વિષે તેઓને કદિ કોઇએ પૂછ્યું નહોતું; તેમજ તેઓએ પણ તેનું કારણ કોઇને કહ્યું નહોતું!

* * * *

(૨)

સીદીમીંયા ડિક્રુઝ સાહેબનો અત્યંત માનીતો તેમજ જુનો નોકર હતો. સાહેબનો પટાવાળો-બટલર વીગેરે જે કંઇ કહો તે તે હતો. ઓફીસના માણસો-વકીલો વીગેરે સાહેબથી પણ તેને વધારે માન આપતા હતા. કોઇ આબરૂદાર ગૃહસ્થને ફોજદારી ખટલામાં કોર્ટના ટાઇમ સિવાય જામીન પર છોડાવવા માટે વકીલ-બેરીસ્ટરો સાહેબને બંગલે જતા ત્યારે પ્રથમ સીદીમીંયાને રાજી કર્યા સિવાય કદિ કાર્ય સિદ્ધ ન થાય!

સાહેબના ગૃહકાર્યનો સઘળો બોજો પણ સીદીમીંયા પર હતો.

ઝુનિયા નામની એક ભઠીઆરણ સાથે સીદીમીંયાને સારો (!) સંબંધ હતો. તે જ્યારે જ્યારે બજારમાં જાય ત્યારે થોડો સમય તેની દુકાને હંમેશા બેસતો અને પાન-તમાકુ ખાધા પછી કામ પ્રસંગે જતો.

સહસરામમાં સીદીમીંયાનું રાજ્ય પ્રવર્તતું હતું એમ કહીએ તોપણ ખોટું નહીં. બજારમાંથી ઉંચામાં-ઉંચા પ્રકારની અને કીંમતની ચીજ લઇ તેના પૈસા આપવા-ન આપવા કે પોતાની મરજી મુજબ પૈસા આપવા એ તો તેનો નિત્યનો વ્યવસાય થઇ ગયો હતો. આ બાબતમાં કોઇ પણ તેની સામે ચું કે ચાં કરી શકતું નહીં; કારણ કે **સાહેબનો માનીતો નોકર!** આ પ્રમાણે-મરજી મુજબ ભાવે-ખરીદાતી વસ્તુઓમાંથી થોડી ઘણી ઝુનિયાને ત્યાં પણ પહોંચતી હતી અને એથી તેને સંતોષ હતો. જો કે ઝુનિયાને સીદીમીંયા તરફથી કદિ કંઇ પણ રોકડ રકમ મળતી નહીં તોપણ તે આટલાથી પ્રસન્ન હતી; કારણ કે સીદીના જોરે તે સહસરામની દુનિયામાં પોતાનો દોર ચલાવી શકતી હતી. ગામની વેશ્યાઓ કે બીજી ભઠીઆરણોની માફક ઝુનિયા પર પોલિસો પણ જુલ્મ ગુજારી શકતા નહીં; કારણ કે તેના પર સીદીભાઇની ચાર આંખો હતી એ સહુ કોઇ જાણતું હતું.

એક દિવસ એક માચ્છીના છોકરાને સીદીએ એક મોટી માછલીનો ભાવ પૂછયો. છોકરાએ દશ આના કીંમત બતાવી. સીદીએ માત્ર બે આની ફેંકી માછલી ઉપાડી લીધી. છોકરાએ બેઆની પાછી ફેંકી દઇ દમીયલ સીદીભાઇના હાથમાંથી માછલી ઝુંટવી લીધી. આ વખતે છોકરાનો બાપ હોત તો તેણે સીદીભાઇ સાથે આવો વર્તાવ જરૂર ન કર્યો હોત.

આથી સદીભાઇનો મીજાજ લીવરપૂલની લહેરો સુધી ગયો. તે છોકરાને ગાળો દઇ-ધમકાવી-રહ્યો હતો એટલામાં છોકરાનો બાપ હસન ત્યાં આવી પહોંચ્યો. હસન એક નવાજ માછી હતો અને પેટની ગાંઠના દર્દથી અતિશય પીડાતો હતો. હકીકત જાણ્યા પછી છોકરાને કંઇપણ નહીં કહેતાં તે સીદી સામે ઉખડી પડયો. આથી સીદીભાઈનું બોઇલર એકદમ તપી ઉઠયું. તેનું ભેજું ફાટમફાટ થવા લાગ્યું. આવું અપમાન આજ સુધીમાં કદિ કોઇએ પણ તેનું કર્યું નહોતું. આખરે તે ગાળોનો વરસાદ વરસાવતો ચાલ્યો ગયો.

બીજા માછીઓએ હસનને કહ્યું " તેં તેના હાથમાંથી માછલી ઝુંટવી લેવામાં ભયંકર ભૂલ કરી છે ! તે સાહેબનો માનીતો માણસ છે !"

હસનને તેની કંઇ અસર ન થઇ. તેણે નિશ્ચિંતપણે

કહ્યું "સાહેબનો માણસ છે એટલે શું તેને ઘેર રાજ્ય આવી ગયું ?"

થોડા સમય પછી ઝુનિયા સાથે સીદી ત્યાં પાછો આવ્યો. ઝુનિયાએ હસન પાસે બેઆનાની ફેંકી માછલી ઉપાડી લીધી અને તે અતિ ગર્વ સાથે જવા લાગી. એ રખડતલ રંડાનો ઘમંડ હસનથી સહન ન થઇ શક્યો. તે આજારી પેટને સાંભળી ઉભો થયો. અને ઝુનિયાના હાથમાંથી માછલી પાછી લઇ લીધી. બેઆની જ્યાંની ત્યાં પડી હતી.

સીદીભાઇની સલાહથી ઝુનિયાએ પોલીસ ચોકીએ જઇ ફરિયાદ કરી કે "હસન નામના એક માછીએ એક માછલી મને બેઆનાની કીંમતે વેંચાતી આપી હતી–તે લઇ હું ચાલી જતી હતી તેવામાં કોઇ બીજા ગ્રાહકે વધારે પૈસા આપવાની લાલચ બતાવવાથી તેણે મારી પાછળ દોડી મને વેંચાતી આપી દીધેલી માછલી મારા હાથમાંથી બળ–જબરીએ ઝુંટવી લીધી છે !"

પોલીસ અમલદારે ફરીયાદ નોંધ્યા પછી ઝુનિયાને બેચાર સવાલ પૂછી સત્ય વસ્તુસ્થિતિ સમજી લીધી. ફરિયાદ તદ્દન પોકળ જણાયાથી પોલીસે પ્રતિવાદીને પકડ્યો નહીં, તેમ તેના જામીન લેવાની પણ જરૂર ન જોઇ !

*   *   *   *

( ૩ )

"અરે સીદી ! આજે માછલીની ડીશ કેમ નથી ?"

"સાહેબ, આજે માછલી મળી નથી ! એક મોટી માછલી મેં વ્યાજબી દામથી ખરીદી હતી; પરંતુ એક સ્ત્રીએ દામમાં વધારો કર્યો એટલે તે બદમાશ–સ્વાર્થી માછીએ મારી પાસેથી માછલી ઝુંટવી લઇ પેલા માણસને આપી દીધી ! મારા ધારવા પ્રમાણે તે સ્ત્રી મજકુર માછી પર મુકદ્દમો માંડવાની છે. સાંભળ્યું છે કે તે સ્ત્રીએ પોલીસ ચોકીએ ફરિયાદ દાખલ કરી છે ! સાહેબ, તે સ્ત્રી કદાચ મને સાક્ષી તરીકે બોલાવશે તો મારે પણ તેમાં ઘસડાવું પડશે. ખુદાવિંદ, જો એ માછીનો ઘમંડ ઉતારવામાં નહીં આવે તો આપને માટે અહીં માછલી મળવી મુશ્કેલ થઈ પડશે !"

આ સર્વ વાત ડિકૂઝ સાહેબને ખાણા સમયે કરી દીધી.

બીજે દિવસે ઝૂનિયાએ સાહેબને બંગલે જઇ હસને તેની ખરીદેલી માછલી ઝુંટવી લીધાની પોક મૂકી.

સીદીએ માછીનું નામ ઝુનિયાને મેળવી આપ્યું હતું અને તેની કૃપાથી એક **માંખીમાર** વકીલ પણ ઝુનિયા તરફથી કોર્ટમાં ઉભો રહેવાને જોડા પહેરીને તૈયાર થઇ ગયો હતો.

મુકદ્દમો કોર્ટમાં આવતાં ડિકૂઝ સાહેબે ફરિયાદ સંબંધ તપાસ કરવાનો પોલિસપર હુકમ લખ્યો.

પોલીસે તપાસ કરીને રીપોર્ટ કર્યો કે "વાદી બાઇ પોતાની મરજી મુજબ બેઆની ફેંકી પ્રતિવાદીની મંજુરી સિવાય માછલી લઇ ચાલતી થઇ હતી એટલે પ્રતિવાદીએ તેના હાથમાંથી માછલી ઝુંટવી લીધી. વાદણુ પોતાના પૈસા પાછા લીધા સિવાય ચાલી ગઇ છે. તપાસને અંતે જણાય છે કે તે માછલી વાદણુની ખરીદેલી ન્હોતી. પ્રતિવાદીએ કંઇપણ બરજબરી કે બેઇમાની કરી હોય એમ જણાતું નથી. વાદણુ બાઇ બેઆનીમાં જબરજસ્તીથી માછલી લઇ જવા ઇચ્છતી હતી એમ તપાસમાં સ્પષ્ટ જણાય છે."

આ રીપોર્ટપરથી વાદણુ તરફથી "જ્યુડીશિયલ ઇન્કવાયરી" અર્થાત કોર્ટ તરફથી તપાસ કરવાની વાંધા અરજી દાખલ કરવામાં આવી.

ડિફ્ટ્રિક્ટ સાહેબે વાંધા અરજી મંજુર કરીને અને બીજે દિવસે વાદણુના સાક્ષી સીદીમીંયાની સોગંદપર જુબાની લેવાઇ.

આ દુનિયામાં એવા પણ માણુસોનો વધારો થઇ પડયો છે કે જેઓ "કોર્ટમાં ખોટું બોલે તો પરમેશ્વર પૂછે" એવા સોગંદ ખાઇને પણ કદિ સાચું બોલેજ નહીં ! સીદી એવા માણુસોમાંનો એક હતો. તેણે અલ્લાહના સોગંદ ખાઇને સર્વ હકીકત તદ્દન અસત્ય રજુ કરી; જેથી વાદણુના કેશમાં જોર આવ્યું.

સીદીએ સોગંદ ખાઇ ધર્માવતાર કહેવાતા ન્યાયાધિકારી અને પોતાના માલિક સમક્ષ—પાપ-પુણ્યનો કશો પણ

ખ્યાલ કર્યા સિવાય હળાહળ જુઠું બોલી ડબલ પાપ કર્યું.

સાહેબે પોતાના માનીતા નોકર સીદીની જુબાનીપર વિશ્વાસ રાખી પ્રતિવાદીને ગિરફતાર કરવાનું વૉરંટ આપ્યું. તે દિવસે વાર શનિ હતો. રવીવારે ભર બજારમાં હસનને પકડવામાં આવ્યો.

એક વકીલ હસનને જામીનપર છોડાવવા સાહેબને બંગલે ગયો, સીદીએ બેચાર સવાલ પૂછી આવવાનું કારણ જાણી લીધું અને પછી કહ્યું: "સાહેબની તબીઅત હાલ ઘણીજ ખરાબ છે—ડોકટર હમણાંજ આવી ગયા અને તેમને પલંગપરથી ઉઠવાની કે કોઇને મળવાની સખત મનાઇ કરી ગયા તેથી આજે સાહેબને મળી શકાશે નહીં !"

વકીલ સાહેબ વિલે મોઢે પાછા પધાર્યા.

ખાણા સમયે વ્હીસ્કીનો એક પેગ ચઢાવી સીદીએ સાહેબને કહ્યું: "પેલા બદમાસ માછીને જામીનપર છોડાવા એક વકીલ આવ્યો હતો ! આપ સાહેબ તે વખતે "પ્રિવી કાઉન્સીલ"ની મુલાકાતે પધાર્યા હતા ! મેં તેને થોડો સમય બેસવાનું કહ્યું તો તે મારાપર ગુસ્સે થઇ ચાલ્યો ગયો." અને બકતો ગયો કે: "અમે મોટા સાહેબને તાર કરીએ છીએ અને હસનને જામીનપર છોડાવવાનો હુકમ મંગાવીએ છીએ !"

સીદીની વાત સાંભળી સાહેબે કહ્યું: "વારૂ, તાર આવશે ત્યારે જોયું જાશે !"

* * * *

(૪)

સોમવારે કોર્ટ ખુલતાંજ હસનને જામીનપર છોડવાની અરજી વકીલે દાખલ કરી; પરંતુ "આ નોન્‌વેલેબલ થેફ્ટ કેસ છે તેથી આમાં જામીન હોઇ શકે નહીં !" એમ કહી સાહેબે અરજી નામંજુર કરી.

"આ નોન્‌વેલેબલ નહીં પણ એક ટેકનીકલ (નામમાત્રની ચોરીનો) કેસ છે." એવો વકીલે વાંધો ઉઠાવ્યો.

"**મજબુત પુરાવાઓ** (શેરડીવાલાના ભાઇ ગંડેરીવાલા સીદીભાઇની સાક્ષી !) હોવાથી તમારી એ દલીલ બીલકુલ ટકી શકતી નથી અને તેથી તોહમતદાર કોઇપણ રીતે જામીનપર છુટી શકશે નહીં !" સાહેબે છેલ્લો જવાબ આપી દીધો.

જ્યારે વકીલ સાહેબ નિરાશ થઇ નિશ્વાસ લેવા લાગ્યા ત્યારે ડિફ્રુઝ સાહેબે મજાકમાં કહ્યું: "તમે ઇચ્છો તો તારમાં આ હુકમ સામે અપીલ કરી શકો છો !"

સાહેબના શબ્દો સાંભળી વકીલ સાહેબ ચમકી ગયા તેણે ગંભીર થઇ કહ્યું: "જી નહી; આ હુકમ ઉપર હું અપીલ કરવા નથી ઇચ્છતો; પરંતુ આ મુકદમો જલ્દી ખતમ થાય એમ કરવા મારી વિનંતી છે કે જેથી તોહમતદારને પોલીસના હાથ તળે લાંબો સમય સડવું ના પડે !"

સાહેબે એ વાત ધ્યાનમાં લઇ કેસની બે દિવસની મુદત નાંખી. સાથે સાથે તે દિવસે ફેંસલો પણ અપાઇ જશે એમ પણ જણાવી દીધું.

સીદીમીંયાની કારવાઇથી બીચારા હસનને ચાર દિવસ તો પોલીસ સ્ટેશને સડવું પડ્યું.

પાંચમે દિવસે કોર્ટમાં કેસ નીકળ્યો. પ્રથમ ઝુનિયા અને સીદીની જુબાની થઇ. સાહેબે તે જુબાની પુરી ન લખી. મુકદ્દમો સાહેબની મરજી મુજબ ચાલવા લાગ્યો. આમ કરવાનો સાહેબને બીલકુલ અધિકાર ન્હોતો. એ વાત પર તેઓએ ધ્યાન ન આપ્યું; કારણ કે તેઓ પોતાના મનમાં મજબુત ગાંઠ વાળી બેઠા હતા કે "સહસરામ સદા સર્વદા મારા અધિકારમાંજ રહેવાનું છે!"

સીદીની જુબાની ખલાસ થયા પછી સાહેબે તોહમતદારના સાક્ષીઓ માગ્યા ત્યારે વકીલે કહ્યું કે "વૉરંટ કેસ છે. તેથી મજબુત સાક્ષીઓ હાજર કરવા માટે કેસ કોઈ બીજી તારીખપર મુલતવી રાખવા વિનંતી છે!"

સાહેબે આ અરજ માન્ય ન રાખી અને ઉલટ તપાસ કરવી હોય તો કરવાનું ફરમાવ્યું. વકીલની પરીક્ષામાં પાસ થયા વિનાના વકીલે વિચાર્યું કે "નામ કાઢવાનો આ મોકો ઉમદા છે!" તેણે તુરતજ સાહેબ સમક્ષ ઘણીજ જુસ્સાદાર સ્પીચ શરૂ કરી અને તોહમતદારનો સુંદર

બચાવ કરવા માંડયો; પરંતુ સાહેબ તેને ડગલે ને પગલે રોકવા લાગ્યા. અને આખરે તેને બોલતો અટકાવી બેસાડી દીધો. કેસનો ચુકાદો આપતાં સાહેબે હસનને જોરબંધ વીસ ફટકા મારવાની સજા કરી. આ કેસની સત્ય વસ્તુસ્થિતિથી સઘળા લોકો વાકેફ હતા. એક બીન ગુન્હેગારને આવી સખત સજા થતાં કોર્ટના પટાવાળાઓ પણ કાંપી ઉઠયા. તોહમતદારને જેલે લઇ જવામાં આવ્યો.

*　　　*　　　*　　　*

(૫)

આ સઘળું થયું પરંતુ જેલના ડોકટર નરેન્દ્રનાથ ચેટર્જીએ રીપોર્ટ કર્યો કે "તોહમતદાર હસન સખત બિમાર છે—તેના પેટમાં ગાંઠ એવડી મોટી છે કે તે ફટકાનો માર સહન કરી શકે એમ નથી—અત્યારે તે મેલેરીઆ તાવના ઝપાટામાં છે તેથી જો તેના પર સજાનો અમલ કરવામાં આવે તો તેનું મોત થાય એવો દરેક સંભવ છે."

જ્યારે આ રીપોર્ટ ડિકૃઝ સાહેબ પાસે પહોંચ્યો ત્યારે તેઓએ તોહમતદારને જેલમાં રાખવાનો હુકમ કર્યો.

આ બાજુ **બાર-સોસાયટી**ના કેટલાક વકીલ-બૅરીસ્ટરોએ આ હસન-કેસની ઉપલી કોર્ટમાં અપીલ દાખલ કરવાનો નિશ્ચય કર્યો. આખરે ઉપલી કોર્ટમાં અપીલ અરજી દાખલ થઇ અને કેસની તારીખ પણ મુકરર થઇ

ગઇ. ઉપલી કોર્ટના અધિકારીએ એ બાબતના સમાચાર ડિકૃઝ સાહેબ પર મોકલી આપ્યા.

બીજે દીવસે જેલ સુપ્રિન્ટેન્ડન્ટ ડૉ. ચેટર્જીના રીપોર્ટ પરથી તપાસ કરવા ડિકૃઝ સાહેબ જેલમાં પધાર્યા. આ વખતે હસન ખાટલા પર સૂતો હતો. સાહેબને આવતા જોઇ તે બેઠો થયો. સાહેબે તેને પૂછ્યું: "હસન, હવે તબીયત કેમ છે?"

"ઠીક છે, સાહેબ!" હસને જવાબ આપ્યો.

આ વખતે—જેલની અંદર—માથા પર ખુલ્લી છત્રી ધારણ કરી ડૉક્ટર સાહેબ ત્યાં આવી પહોંચ્યા.

ડૉક્ટરને છત્રી ઓઢીને સામેજ આવી ઉભેલા જોઇ ડિકૃઝ સાહેબ એકદમ ચીડાઇને બહાર નીકળી ગયા અને બરાડી ઉઠ્યા: "Shut up your Umbrella, Babu!"

ડૉક્ટરે તુરતજ છત્રી બંધ કરી લીધી. તેઓને સાહેબના **છત્રી અને સલામ** રોગી સ્વભાવનો આજે ખ્યાલજ ન રહ્યો! આવી ભૂલ તો તેઓનાથી હરવખત થઇ જતી હતી!

"ફટકા ન મારી શકાય એવી સખત બીમારી શું આ તોહમતદારને છે?" સાહેબે ડૉક્ટરને પૂછ્યું.

"તેની ગાંઠ અસાધારણ મોટી થઇ ગઇ છે અને લોહીના ઘટાડાથી શારીરિક સ્થિતિ પણ અત્યંત નબળી છે. આવી સ્થિતિમાં જો ફટકા મારવામાં આવે તો "રામ બોલો ભાઇરામ !" થઇ જાય એમાં જરાએ શંકા નહીં. એ ચાર અઠવાડીઆ ઉપચાર કરીએ અને તંદુરસ્તી સારી થઇ જાય તો પછી સજાનો અમલ થઇ શકે." ડૉકટરે સ્થિતિ સમજાવી.

"નહીં, નહીં ! ફટકા મારી શકાય એવી તંદુરસ્તી હોવાનું સર્ટીફીકેટ આજેજ તમારે લખી દેવું જોઇએ કે જેથી આવતી કાલે સજા અમલમાં મેલી શકાય !"

"કદિ નહીં, સાહેબ ! એવું સર્ટીફીકેટ હું બીલકુલ નથી આપી શકતો ! કદાચ તોહમતદારનું મરણ નીપજે તો તેની જવાબદારી મારાપર આવી પડે !"

આ બંગાલી બાબુ કોઇ પણ રીતે માને એમ નથી એમ જાણી સાહેબ મનમાં બહુજ ખીજાયા અને "યુ ડેમફુલ !" કહેતા ત્યાંથી ચાલ્યા ગયા.

"દેશી ડૉકટરો કેટલીકવાર તોહમતદારોના લાગતા વળગતાઓ પાસેથી લાંચ–રૂશ્વત લઇ તેને રોગી બનાવી રાખે છે અને કોર્ટે કરેલી સજાનો અમલ થવા દેતા નથી તેથી દેશીને બદલે દરેક સ્થળે વિલાયતી માણસો રાખવાની

જરૂર છે" એવો રીપોર્ટ ડિક્રૂઝ સાહેબે તે દિવસે ઉપલી સત્તા પર મોકલી આપ્યો.

*　　　*　　　*　　　*

(६)

જીલ્લા મેજીસ્ટ્રેટે ડિક્રૂઝ સાહેબનો રીપોર્ટ વાંચી સીવીલ સર્જન પર મોકલી આપ્યો. સીવીલ સર્જન એક યુરોપીયન હતો. ડૉ. નગેન્દ્રનાથ ચેટર્જી કેવા પ્રકારનો માણસ છે એ તેના ધ્યાનમાં બરાબર હતું.

સીવીલ સર્જન એક દિવસ સહસરામ પધાર્યા અને ચેટર્જીની સાથે જેલની મુલાકાતે ગયા. તેણે હસનની હાલત જોઈ "**વીઝીટ બુક**" માં નોટ લખી કે "તોહમતદાર ફટકાનો માર સહન કરી શકે એવી સ્થિતિમાં નથી. સબ ડીવીઝનલ ઓફીસરે અહીંના મેડીકલ ઓફીસર વિરૂદ્ધ જે રીપોર્ટ કર્યો છે તે સત્યથી તદન્ વેગળો છે."

બીજે દિવસે "**વીઝીટ બુક**" માં સીવીલ સર્જનનો શેરો વાંચી ડિક્રૂઝ સાહેબ લાલપીળા થઈ ગયા. તેઓએ વળી ઉપર લખી મોકલ્યું કે "સીવીલ સર્જને અમોને કંઇ પણ ચેતવણી આપ્યા સિવાય અમારી ગેરહાજરીમાં જેલની મુલાકાત લઇ પોતાના સહયોગી ડૉકટરની તરફેણમાં એકપક્ષી રીપોર્ટ લખી નર્યો પક્ષપાત કર્યો છે અને તેથી તેમના અનુચીત વર્તનનો હું સખત વિરોધ દર્શાવું છું!"

આ મામલો છેવટે જીલ્લા મેજીસ્ટ્રેટથી આગળ વધીને કમીશ્નર સાહેબ સુધી પહોંચ્યો.

એ અઠવાડીઆ પછી સીવીલ હોસ્પીટલના ખુદ ઇન્સ્પેક્ટર જનરલ ખાસ આ બાબતમાં તપાસ કરવા માટે સહસરામ પધાર્યા. સીવીલ સર્જને પણ ડિફૃઝ સાહેબ વિરૂદ્ધ પોતાનો રીપોર્ટ ઉપર મોકલી આપ્યો હોય એ પણ બનવાજોગ હતું. અમાસનો દિવસ હતો. હસનને આગલી રાતથી સખત તાવ ચડયો હતો. ઇન્સ્પેક્ટર જનરલે થર્મોમીટરથી જોયું તો ૧૦૪ ડીગ્રી તાવ હતો. ગાંઠ પણ જેમની તેમ હતી. ઇન્સ્પેક્ટર સાહેબ એ વખતે કંઇ પણ જાહેર કર્યા સિવાય ચૂપચાપ ચાલ્યા ગયા.

આ મામલાની ચર્ચા આખા શહેરમાં થવા લાગી હતી. લોકો વાત કરતા હતા કે "સાહેબ ટોપીવાલો છે અને ડૉક્ટર બંગાળી—ધોતીવાલો—છે. આ ઝઘડામાં ડૉક્ટરની નોકરીને જરૂર ખલલ પહોંચશે!"

એક દિવસ વકીલ બેરીસ્ટરોની કલબમાં ડૉક્ટર ચેટર્જીને છત્રી ઓઢીને આવતા જોઇ એક વકીલે કહ્યું "અરે! સાહેબ આવે છે, સાહેબ!"

ડૉક્ટરે ઝપાટાબંધ છત્રી બંધ કરી લીધી. વકીલ હસી પડયો. એથી ડૉક્ટરે ફરી છત્રી ઉઘાડી.

"ડિફ્રુઝ સાહેબે તમારા પર લાંચનો આરોપ મુકયો છે તો પછી તમે સીવીલ કોર્ટમાં આબરૂની નુકશાનીનો દાવો કેમ દાખલ કરતા નથી? દાવો માંડી દીઓ એટલે સાહેબની પણ રેવડી દાણાદાર થઇ જાય!" તિલકધારી લાલ નામના એક વડીલે ડોકટરને સૂચના કરી.

"હું બાવન વર્ષનો બુઢો થયો છું; પરંતુ આપના જેટલી કાયદાઓની ચુંગાલોની મતલબો સમજી શકયો નથી! કાયદાના પિષ્ટ પેષણ અને લાંચ-રૂશ્વત જેટલા વધ્યા છે તેટલાજ કોર્ટ અને વડી અદાલતનાં નંબર વધ્યા છે અને તેથીજ સમાજમાં પાપ કર્મ અને કુટનીતિનો દિનપ્રતિદિન વધારો થઇ રહ્યો છે! સાહેબ, અવિનય જણાય તો માફ કરજો; પરંતુ હું આપ સાહેબોના કાયદા-કાનુનો અને ન્યાયમંદિરોને હજારો માઇલ દુરથીજ નમસ્કાર કરૂં છું! કોર્ટના પગથીયાં ચડવા એટલે આટો અને આવરદાને ઓછાં કરવાનો હાથે કરીને માર્ગ ગ્રહણ કરવો એમજ હું તો માનું છું! મારે જો આબરૂની નુકશાનીનો દાવો માંડવો હશે તો જગત પ્રતિપાળ—સર્વાંતર્યામી—સર્વેશ્વરની કોર્ટમાં માંડીશ—કે જ્યાં વકીલ-બેરીસ્ટરોની દાળજ ન પુંચે!" ડોકટરે વકીલને નવાણું ટકાનો જવાબ આપ્યો.

બીજી બાજુ શહેરના સઘળા માછીઓએ એકત્ર થઇ-ફાળો કરી હસનને થયેલ સજા સામે હાઇકોર્ટમાં અપીલ દાખલ કરી દીધી.

હવે સીદી મીંયા અને ઝુનિયા જ્યારે માછલી ખરીદવા બજારમાં જતાં ત્યારે માછીઓ તેની પાસે ડબલ દામ માગતા હતા અને અંદરો અંદર વાત કરતા હતા કે " એ બન્નેએ આપણા એક નિર્દોષ ગરીબ ભાઇને હેરાન–પરેશાન કરેલ છે ! "

એ બન્ને બદમાશને માછલી નહીં આપવાનો સઘળા માછીઓએ ખાનગી નિશ્ચય કરી રાખ્યો હતો. એક દિવસ એક માચ્છીમારની સ્ત્રી સાથે ઝુનિયા આખડી પડી એટલે તે સ્ત્રી ગુસ્સે થઇ ઝુનિયાનું નાક કાપવા દોડી; પરંતુ ઝુનિયાએ મહા મુશીબતે છટકી જઇ નાક બચાવ્યું ! આ વખતે તે પોલીસ ચોકીએ ફરીયાદ કરવા ન ગઇ.

( ૭ )

પંદર દિવસ પછી હાઇકોર્ટમાં હસન–કેસની અપીલ નીકળી તેમાં લખ્યું હતું કે " મંજુરી મેળવ્યા સિવાય આ મુકદ્દમો ચલાવવાનો મજકુર કોર્ટના અધિકારીને અધિકાર નહીં હોવા છતાં મુકદ્દમો ચલાવીને કાયદા વિરૂદ્ધ કૃત્ય કર્યું છે અને વારંટ કેસમાં તોહમતદારને તેના બચાવ માટે મુદત નહીં આપીને કાયદા વિરૂદ્ધ બીજું પગલું ભર્યું છે ! આ બન્ને કારણોથી આ કોર્ટ આ મુકદ્દમો ફરીથી કાયદેસર ચલાવવાની મંજુરી સાથે તેજ કોર્ટને હુકમ કરે છે ! "

હાઇકોર્ટના હુકમથી ફરી ચાલનારા કેસ વખતે બિચારા હસનને નિર્દોષ સાબીત કરવા માટે સઘળા વકીલોએ કમ્મર કસી.

આ બાજુ કુદરતની કૃપાથી કહો કે કોઇપણ કારણથી કહો કે બીલ્લીબાઈના નશીબથી કહો પણ છીંકું તૂટી પડયું ! ડિકૃઝ સાહેબની સુપોલ સબ ડીવીઝન ખાતે બદલી થયાનો હુકમ આવ્યો.

ચાલુ અઠવાડીઆમાં સહસરામનો ચાર્જ નવા ઓફીસરને સોંપી ડિકૃઝ સાહેબને સુપોલ જવાનું હતું. આથી તેઓએ વિચાર્યું કે "હસન-કેસનો ફેંસલો કરીને જાઉં તો ઠીક;" પરંતુ જેલ ડોકટર બાબુ ચેટર્જીએ લખી મોકલ્યું કે "તોહમતદારની તબીયત હાલ તુંદુરસ્ત નહીં હોવાથી તે કોર્ટમાં હાજર થઇ શકશે નહીં !"

"મેડીકલ ઓફીસર ખોટા બ્હાના કાઢી કામ બગાડી રહેલ છે" એમ ડિકૃઝ સાહેબ માનતા થયા હતા; પરંતુ આગળ પાછળનો વિચાર કરી હાલ તેઓને ચૂપ રહેવું યોગ્ય લાગ્યું.

નવા સબ ડીવીઝનલ ઓફીસર રાધામોહન ચક્રવર્તી સહસરામ આવી પહોંચ્યા એટલે તેઓને ચાર્જ સોંપી ડિકૃઝ સાહેબ ગાંસડા પોટલા બાંધીને સ્ટીમર પર ગયા.

જુના અમલદારને વિદાયગીરીનું માન આપવા સઘળા વકીલો અને પ્રજાજનો બંદર પર ગયા. ડોકટર ચેટર્જી પણ છત્રી ઓઢીને ત્યાં જઇ પહોંચ્યા. આ સમયે તડકો કે વરસાદ કંઇપણ નહીં હોવા છતાં ડોકટરને છત્રી ઓઢીને આવેલા અને ઉભેલા જોઇ ડિકૃઝ સાહેબે મનમાં નક્કી કર્યું કે "આ બેઅદબી દેશી ડોકટર વિદાય સમયે પણ મને ખીજવવા આવ્યો છે." સઘળા લોકોએ સલામ ભરી તે તરફ બીલકુલ ધ્યાન નહીં આપતાં સાહેબ ડોકટર પર તુટી પડયા! તેમનો ગુસ્સો કાબુમાં ન રહ્યો. પરિણામ એ આવ્યું કે "ડોકટરની છત્રીના રામ રમી ગયા!" "મને નહીં તો મારા પાડોશીને..........." એ ઉક્તિ પ્રમાણે સઘળા લોકો હુડીઓ કરતા ભાગ્યા. એક ભાગતા માણસ પર સાહેબે ઓચિંતો હુમલો કર્યો અને તેના પર મુક્કાનો વર્ષાદ વરસાવ્યો; પરંતુ તે માણસ બચપણથી કસરતનો શોખીન હોવાથી તેણે સાહેબનો હુમલો ઘણીજ બાહોશાથી ઝીલી લીધો.

( ૮ )

ડિકૃઝ સાહેબે બંદર પર કરેલા પરાક્રમનો વરઘોડો પણ કોર્ટે ચડયો. સાહેબે જે સખ્સ પર ઘા કર્યા હતા તેનું નામ આનંદીલાલ હતું. તેણે પોતાના મિત્રોના અતિશય દબાણથી લાચાર થઇ કાયદાની કલમ ઉપર ને આધારે સાહેબ પર ફરિયાદ ઠોકી દીધી. નવા અમલદારે પોતાના

પ્રમોવડીઆ અમલદાર પર સમન્સ આપવામાં પ્રથમ તો આનાકાની કરી; પરંતુ જ્યારે સઘળા વકીલો અને પ્રજાજનોએ એકત્ર થઇ મજબુત માંગણી કરી ત્યારે નાઇલાજ થઇ સમન્સ આપવો પડયો.

સમન્સ બરાબર સમયે ઉપરી અમલદાર મારફત સુપોલ પહોંચી ગયો. નવા અમલદાર ચક્રવર્તી બાબુએ પ્રતિવાદીની ગેરહાજરીમાં આ ખટલો ખતમ કરવાની ઘણી ઘણી કોશીષ કરી પણ વાદી આનંદીલાલે કહ્યું કે " જ્યાં સુધી ડિકૃઝ સાહેબ હાજર થઇ ખુલ્લી કોર્ટ વચ્ચે માફી ન માગે ત્યાં સુધી મુકર્દમા પરથી હરગીઝ નહીં ઉઠું !"

આખરે ડિકૃઝ સાહેબને મુકર્દમાની તારીખે હાજર થવું પડયું. તેઓ સ્થાનિક અમલદારની બાજુમાં ખુરશી પર બેઠા. આ સમયે માછી હસનવાળો મુકર્દમો ચાલી રહ્યો હતો. બન્ને પક્ષના સવાલ-જવાબ અને વકીલોનાં અંતીમ ભાષણો થઇ રહ્યા બાદ ચક્રવર્તી બાબુએ હસનને તદ્દન નિર્દોષ જાહેર કરી છોડી મૂકયો અને ઝુનિયા તથા સીદી મીયાંને કોર્ટમાં સોગંદ ખાઇ તદ્દન જુઠ્ઠી જુબાની આપવાના ગુન્હા બદલ પોલીસને સ્વાધીન કર્યા.

ત્યારબાદ આનંદીલાલનો મુકર્દમો શરૂ થયો. પ્રતિવાદી -તોહમતદાર-ડિકૃઝ સાહેબે " આય રીગ્રેટ !" કહી કોર્ટ

વચ્ચે મારી માગી એટલે બહાર જઇ ડિકૃઝ સાહેબ અને આનંદીલાલે હાથ મીલાવ્યા.

પછી ડિકૃઝ સાહેબે ચક્રવર્તી બાબુના ખાસ રૂમમાં જઈ હસન અને તેના લાગતા વળગતાઓને બોલાવી ખુબ સમજાવ્યા અને સીદી મીયાં તથા ઝુનિયાના ખટલાનો પણ અત્રેજ અંત લાવવાની વિનંતી કરી. ડિકૃઝ સાહેબે પોતાના ખીસ્સામાંથી હસનને એકસો રૂપીયા આપી રાજી કર્યો. ચક્રવર્તી બાબુની પણ માંડવણ કરવા બાબતમાં સંમત્તિ મળી એટલે એ બખેડાનો પણ એજ વખતે અંત આવી ગયો. ડિકૃઝ સાહેબ તેજ દિવસે સુપોલ ભેગા થઇ ગયા.

પાછળથી સહસરામવાસીઓને ખબર મળ્યા કે "સુપોલ ગયા પછી ડિકૃઝ સાહેબનો છત્રી તથા સલામ રોગનો જડ મૂળમાંથી નાશ થઇ ગયો છે!" કારણમાં "શેરને માથે સવાશેર" જેવા ડોકટર ચેટજીનો સહસરામમાં ભેટો!

---

યુરોપ અમેરીકા અને ભારત વર્ષના સતાવાર ડોકટરો અને તબીબોના કિંમતી ૨૧ ગ્રંથોપરથી જર અને જેહમતનો ભારી ભોગ આપી તૈયાર કરેલાં રતિશાસ્ત્રના અદ્દભુત પુસ્તકો.

# વિલાયતી કોકશાસ્ત્ર.

## બે ભાગમાં–સચિત્ર.

**બંને ભાગના રૂ. ૩, પોસ્ટેજ છ આના.**

બજારમાં વેચાતા લેભાગુ કોકશાસ્ત્રો વાંચી થાકયા હો તો આ પુસ્તક જરૂર વાંચો, અમેરીકાના મહાન તબીબો–ડો. મેરી સ્ટોપ્સ, હેવલોક એલીસ, એલનકી, ઇવાંબ્લોશ, જોન કોવન, વિગેરે અનેક નામાંકીત ડોકટરોના ગ્રંથોપરથી રચાયલું–જરૂર વાંચો.

વિલાસ ઓફીસ,

૧૮૧, બજારગેઇ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

દરેક બુકસેલરો વેચે છે.

# બે બોધ-વાકયો

## શયતાનોનો સંગ છોડો !



આજકાલ ધર્મગુરૂઓ ભોળા-ભાવિક ભક્તજનોને પોતાની ઇંદ્રજાળમાં ફસાવી કેવા નીચ કૃત્યો કરે છે એ હવે સૂર્યના પ્રકાશ જેવી જગ જાણીતી વાત હોવા છતાં લોકો એ ઇંદ્રજાળમાં ફસાયા કરે છે એ અત્યંત અફસોસની વાત છે. દુનિયામાં અસંખ્ય મત-પંથો કીડીયારાની માફક ઉભરાઇ નીકળ્યા છે. કોઇ અપવાદ સિવાય દરેક મત-પંથના બની બેઠેલા થાંભલાઓ ધર્મને નામે અજબ ધતિંગો અને અનાચારોજ ચલાવી રહ્યા છે. ઢોંગી ધર્મગુરૂઓ પ્રથમ અમુક વજનદાર વ્યકિતઓને પોતાની માયાવી જાળમાં "યેન કેન પ્રકારેણ" ફસાવી લીએ છે અને પછી ગાડરીઆ પ્રવાહની માફક લોકો તેઓની પાછળ ધસડાઇ મરે છે. અંધશ્રદ્ધાળુ-વિશ્વાસુ-ભોળા ભકતજનો પાસેથી ધર્મને નામે અઢળક ધન-સંપતિ ઓકાવી અનાચાર અને અત્યાચારના અવતાર સરીખા ધર્મગુરૂઓ કેવા કેવા અને શું શું કારમાં કુકર્મો કરે છે એ હવે જગતથી અજાણુ નથી. "હાર-

**મોનિયમ બાળા"** વાળો **પ્રવાસી પાગલે** જનતાને ચરણે ધરેલો કિસ્સો આજકાલના બદમાસ ધર્મગુરૂઓને દાઢી ઝાલીને ધર્મની ગાદીપરથી ફેંકી દેવા માટે પૂરતો છે. આજકાલના કોઇ અપવાદ સિવાય સઘળા ધર્મગુરૂઓ વૈભવ-વિલાસની સાક્ષાત મૂર્તિ સમાન છે. તેઓ ભોળા લોકોને યથેચ્છ લુંટી–માલ મલીદા ઉડાવી–આંકેલ આખલા જેવા અલમસ્ત બને છે અને પછી એ આળસુ પાડાઓ પોતાની વિષય વાસનાની વાંચ્છનાની તૃપ્તિ અર્થે કંઇક ભોળી ભામાઓને ભરમાવી અસંખ્ય વિધવા–સધવા અને કુમારિકાઓના પવિત્ર શિયળ ભંગ કરે છે. શું આવા શયતાનો કદિ ધર્મગુરૂ હોઇ શકે? આજકાલનાં પિશાચ મંદિર સમા દેવસ્થાનોમાં અને સેવાના સ્વાંગધારી શયતાનોના ભયંકર આનાસોમાં તમારી મા, બ્હેન, વહુ, દીકરીઓને એકલી–અટુલી સમય–કસમયે રઝળવા જવા દઈ હાથે કરીને ધન–સંપતિ અને લાજ–આબરૂ શા માટે લુંટાવો છો? તમારા સ્વજનોને ધર્મ પ્રત્યે ખરેખરો પ્રેમ હોય તો ગૃહમાં એક ચિત્તે પ્રભુ સ્મરણ કરવાથી જેટલો લાભ થશે તેટલો હરાયા ઢોરની માફક જ્યાં ત્યાં દોડાદોડી કરવાથી નથી થવાનો એ વાત ચોક્કસ છે. ધોળા દિવસના ધાડપાડુઓ જેવા ઢોંગી–ધુતારા ધર્મગુરૂઓ અને સેવાના સ્વાંગધારી શયતાનોની પ્રતિમૂર્તિ સરીખા ધર્મના ઇજારદારોના સેવકો–ચેલકા–ચેલકીઓ મુંડાવાનો આંધળો મોહ છોડી સર્વ કોઇ જીવન બરબાદ કરતા અટકે!

# સનાતન સત્ય

ન ભૂલો ! ન ભૂલો ! ! માનવતાના મનોહર ઉદ્યાનને છોડી શયતાનીયતની ગંધારી ગટરમાં વિહાર કરતા એ માનવીઓ ! જીવનના શુભાશુભ કૃત્યોનો અદલ ઇન્સાફ ઇશ્વરી અદાલતમાં તો થયા વિના નથીજ રહેવાનો એ સનાતન સત્ય ન ભૂલો ! ! ! કદાચ કોઇ અક્કલના ઓથ-મીરો તમારી ઇંદ્રજાળમાં ફસાશે-હળાહળ ઝેરથી છલોછલ ભરેલા હૃદયને નહી પારખી શકનાર કોઇ સજ્જનો તમારી મીઠી–મધુરી જબાનપર મોહી પડશે-ભયંકર ભેદ ભરમોથી ભરપુર વાકચાતુર્યરૂપી ભેખડે કોઇ ભોળા આત્માઓ ભેખ-ડાઇ મરશે–સતત્ ઉંબરા ભાંગવામાં વેરની વસુલાતની ગંધ આવવા છતાં ચળકતા સિક્કાની પ્રાપ્તિ અર્થે કોઇ દુરાત્માઓ તમારા રાક્ષસી કૃત્યના ભાગીદાર થશે તમારી સર્વ પ્રવૃતિઓ પાછળના પાપો પીછાણનારાઓ તમારા સાથી થવામાં પાપ સમજતા હોય પણ તમારા જેવા ભયં-કર માણસોથી પોતાની ભૂતકાલિન કે વર્તમાનકાલિન ભયંકર પોલો પ્રકાશમાં આવી જવાની બીકે કચવાતે દીલે તમારા સાથી થશે–રહેશે અને દુનિયાને સ્પષ્ટ રીતે અપ-વિત્ર–અયોગ્ય લાગે એવી તમોએ પવિત્ર–યોગ્ય માનીને યા તો ગમે તે કારણે આદરેલી કોઇપણ પ્રવૃતિ સામે પવિત્ર મતભેદ–વિશુદ્ધ વિરોધ દર્શાવનાર કોઇ સત્યના સાથીઓને દુશ્મન માની તમે વેરવૃતિ ધારણ કરી લીઓ અને પછી

ખુબ ધમપછાડા મારવા છતાં વેરની વસુલાત કરવામાં સફળતા ન મળે એટલે માનવતાનું દેવાળું કાઢી કોઇ બાબતમાં કિન્નાખોરીને ધારણ કરી બેઠેલા કોઇ અન્ય કિન્નાખોરોના અંતરની આગ ઓલવાય તેમ હોય એવી રીતે તેઓ સમક્ષ તમે તમારા માની લીધેલા દુશ્મનોને ચીતરી કાઢી ટાઢે પાણીએ ખસ કાઢવાના પિશાચી પ્રયત્નો આદરી આસુરી લાલસા તૃપ્ત કરવાના સ્વપ્ન પણ સેવો અને એ ઘડી તમે કદાચ વિજય-રાજ્યના માલિક પણ બનો પણ માનુવ મટી રાક્ષસ બનતા ઓ માનવીઓ ! આમ કરીને તો તમારાજ વિનાસને તમે તમારા હાથેજ નોતરી લીઓ છો એ **સનાતન સત્યને** ન ભૂલો ! અયોગ્ય-અપવિત્ર લાગતી બાબતો સામે પવિત્ર મતભેદ-વિશુદ્ધ વિરોધ એ **સનાતન સત્યથી** વિરૂદ્ધ વાત નથી. ખરો વિજય કદિ પવિત્ર વિરોધીઓને દુનિયાપરથી મીટાવા આસુરી વૃત્તિવાળા દુરાત્માઓનો નહીં પણ સદા સર્વદા સત્યના સાથીઓનોજ થાય છે-થાય છે અને થયા કરશે એ **સનાતન સત્ય** કોઇ ન ભૂલો !

**સમાપ્ત.**